( હાલના નવીન અભ્યાસ ક્રમ મુજબ. )

## ગુજરાતી છઠ્ઠા ધોરણના વિષયોનું

# એકીકરણ.

એમાં ત્રિવેદી વાંચનમાળા પુસ્તક ૬ ઠ્ઠાના પાઠોના
શબ્દાર્થ, ટુંકસાર, બોધ અને પ્રશ્નો, વ્યુત્પત્તિ,
કવિતાનું વિવરણ, ઈતિહાસ, ભુગોળ, ભુતળ
અને નાગરિકના ધર્મ એટલા વિષયોનો
સમાવેશ કરવામાં આવ્યો છે.

રચી છપાવી પ્રસિદ્ધ કરનાર,
**મણિલાલ મૂળજીભાઈ ઉપાધ્યાય.**
બુકસેલર-પેટલાદ, (પ્રાંત વડોદરા)



અમદાવાદ-શ્રી ભાગ્યોદય પ્રિન્ટીંગ પ્રેસમાં
જેઠાલાલ દેવશંકર દવેએ છાપી.

આવૃત્તિ ૫ મી } { પ્રત ૧૦૦૦
સંવત ૧૯૮૪ } { સને ૧૯૨૮

કીંમત રૂ. ૦-૧૫-૦

ગુજરાતી છઠ્ઠા ધોરણના વિષયોનું

# એકીકરણ.

એમાં ત્રિવેદી વાંચનમાળા પુસ્તક ૬ ઠ્ઠાના પાઠોના
શબ્દાર્થ, ટુંકસાર, બોધ અને પ્રશ્નો, વ્યુત્પત્તિ,
કવિતાનું વિવરણ, ઈતિહાસ, ભુગોળ, ભુતળ
અને નાગરિકના ધર્મ એટલાનો
સમાવેશ કરવામાં આવ્યો છે.

રચી છપાવી પ્રસિદ્ધ કરનાર.
**મણિલાલ મુળજીભાઈ ઉપાધ્યાય.**
(બુકસેલર-પેટલાદ, પ્રાંત વડોદરા)



પ્રત ૧૦૦૦
સને ૧૯૨૮

**કીંમત રૂ. ૦-૧૫-૦**

# પ્રસ્તાવના.

એકીકરણમાં ગુ૦ ત્રિવેદી વાચનમાળા પુસ્તક છઠાના અઘરા શબ્દોના અર્થ પૂર્ણ ખુલાસા સાથે, પાઠનો બોધ નીકળતા પ્રશ્નોને કવિતાની સમજુતી, એવી તો સરળ રીતે આપવામાં આવી છે કે બાળકો સહેલાઈથી સમજી શકે. આ પુસ્તકના ઘણા ખરા શબ્દો એવા તો સંસ્કૃતમય છેકે તે બાળકો તો શું પણ શિક્ષકોથી પણ સમજાય તેવા નથી, એવા શબ્દોના વ્યાવહારિક ભાષામાં ખુલાસા કરવામાં આવ્યાછે. વળી ઇતિહાસ ભુગોળ વગેરે વિષયોથી પણ ઘણા જ સરળ રીતે દાખલ કરવામાં આવ્યા છે કે બાળકોને શિક્ષકરૂપ અને શિક્ષકોને મદદ રૂપ થઈ પડશે.

વિષયની મુશ્કેલી અને પુસ્તકના કદ પ્રમાણે કિંમત ઘણીજ ઓછી રાખવામાં આવી છે.

આશા છે કે શિક્ષક ને બુદ્ધિશાળી શિષ્યવર્ગ આ સદુપયોગ કરી તેમાં રહેલી અપૂર્ણતા સંબંધી સુચના કરશે તો તેનો માનસહિત સ્વિકાર કરી નવી આવૃત્તિમાં સુધારો કરવામાં આવશે.

પેટલાદ
તા ૨૦-૨-૧૯૨૮

લી.
કર્તા.

# ત્રિવેદી વાચનમાળા પુસ્તક છઠ્ઠાના અર્થ.

## પાઠ ૧ લો—કોયલ.

કૃષ્ણ—કાળો, શ્યામ.
નિનાદ—સ્વર, અવાજ, બોલ.
સપ્ત—સાત.

કઠોર—નિર્દય, કડવું લાગે એવું
સંગીત—ગાયન.
પંચમ—પાંચમો, સંગીતના સાત સ્વર પૈકી પાંચમો.

મનોહર—मन=મન+हृ ધા. હર લેવું=મનને હરણ કરે એવું.
ધરાય છે—તૃપ્ત થાય છે, સંતોષાય છે.
દીર્ઘ—લાંબા અવાજ વાળો.

વ્યાપી—व्याप ધા૦ વ્યાપવું,
ધ્વની—અવાજ.
નીલ—લીલાં, લીલા રંગનાં.
આંબલીઆ—આંબાનાં ઝાડ.

ફેલાવું—ફેલાઇ, પ્રસરી
કવન—કાવતા,
સમા—સરખાં, જેવાં.
સોહે—શોભે.

પ્રભાત—प्र ઉ૦×भा ધા૦ પ્રકાશવું×त પ્ર=પરોઢ, મળસ્કું.

આભ—આકાશ.
રજની—રાત.
શ્રવણે—કાને.
સમીર—પવન, વાયુ,
વહે—વાય, ચાલે,
માધુરી—મીઠા, અવાજવાળી,
લહું—મેળવું.

મ્હોર—(અ૦)—આગળ. પહેલાં
સ્વર—અવાજ, બોલ, શબ્દ.
મન્દ—ધીમો
દિશ—દિશા, બાજુ,
ફરી—બીજીવાર.
મેહુલો—સુંદર વરસાદ.
રેલતી—આનંદમાં રહેતી.

રમ્ય—રળીઆમણી, પ્રિય લાગે એવી.

ખેલતી–રમતી ચંદન–સુખડ.
ચંચુ- પ્રહાર–ચાંચનો માર.
પુરતી–જોઇએ તેટલી, ખપ જેટલી.
પરભુત–પર=પારકું×ભુત=પોષાએલું=બીજા પંખાથી ઉછેરાયલું.

## પ્રશ્ન.

૧ કોયલ અને કાગડાની સરખામણી કરો.
૨ કોયલના શરીરનું વર્ણન કરો.
૩ કોયલ માણસને પ્રિય લાગે છે તેનું શું કારણ?
૪ કોયલ વિષે વિચીત્ર વાત કયી છે?
૫ કોયલને 'પરભુત' કહેવાનું શું કારણ?
૬ કયાં કાગડાનો........કયાં કોયલનો.........એનો અર્થ શો?



## પાઠ ૨ જો.

## ભારદ્વાજ દ્રોણાચાર્ય ભાગ ૧ લો.

અસ્ત્રવિદ્યા–બાણ મારવાની વિદ્યા, દર્શાવતો–બતાવતો.
સહાધ્યાયી–સાથે અભ્યાસ કરનારા, સાથે ભણનારા, ગોઠીઆ.
અતી દરીદ્ર–ઘણા ગરીબ. રહસ્ય–છુપું જ્ઞાન.
સંપૂર્ણ–પુરેપુરૂં સં ૦૦ પુર ધા૦ ભરવું.
લક્ષ્મી– પૈસો, ધન. મદ–ગર્વ. અભીમાન અહંભાવ.
યૌવન–જુવાની સૌંદર્ય–ખુબસુરતી; સુંદર ચહેરો.

અધિકાર—અમલ; સત્તા.
તિરસ્કાર—તુચ્છકાર,ધિક્કાર, અનાદર, ફિટકાર.
કાલક્રમે—વખત જતાં, વખત બદલાતાં.
જીર્ણ—જુનું ઘસાઇ ગએલું.
પ્રયોજન—કારણ, હેતુ, સબબ, મતલબ, આવશ્યકતા.
વીત્ત—પૈસો ધન, કૃપણ—કંજુસ.
સંકલ્પ—વીચાર, सं ઉ૦ +कल्प ધા૦ સંકલ્પ કરવો. વિચાર કરવો.
દર્ભ—દાભ, એક જાતનું ઘાસ.
સવિનય—નમ્રતાથી, વિનય સહીત,
વૃત્તાંત—હકીકત, વિગત, વર્ણન, બનેલી વાત,
નિવેદન કરી—જણાવી. ગાઢી—વધારે, અત્યંત,
પ્રતિજ્ઞા—પણ સોગન, નિયમ. રૂદન—રડવું તે
વિહાર કરતો—આનંદથી મહાલતો, રમતો.
યુક્ત—યોગ્ય, લાયક, જોઇએ તેવું. युज् ધા૦ જોડવું.
ભોજન—भुज् ધા. ખાવું—ખાવાનું. સ્થાપ્યાં—સ્થાપીત કર્યાં, રાખ્યા.

## પ્રશ્ન.

૧ કોને કોને મૈત્રી શોભતી નથી?
૨ મૈત્રી કોને કોને શોભે છે?
૩ મદ કેટલા પ્રકારના અને કયા છે? તેમાં કયો મદ સૌથી મોટો છે? ને તે શા કારણથી?
૪ નિર્બળથી ઉલટો શબ્દ કયો?
૫ વિહારમાં 'વિ' ને બદલે બીજા ઉપસર્ગો મુકી અર્થમાં કેવા ફેરફાર થાય છે તે જણાવો.

## પાઠ ૩ જો.

## ભારદ્વાજ દ્રોણાચાર્ય ભાગ ૨ જો.

ધનુર્ધર-ધનુ=ધનુષ્ય×ધર માં ધૃ ધા૦ ધારણ કરવું. ધનુષ્યને ધારણ કરનાર; ધનુષ્ય વડે બાણ ફેંકવામાં કુશળ; ધનુર્વિદ્યામાં પ્રવીણ

પ્રયોજવાની-વાપરવાની. શસ્ત્ર-હથીયાર,

દેશદેશાંતર-જુદા જુદા દેશો, પરદેશ.

આચાર્ય બુદ્ધિ—આચાર્ય સમજી. સમક્ષ—નજર આગળ.

પ્રયોગ કરવામાં—અનુભવ કરી જોવામાં.

ક્રીડા-ક્રીડ ધા૦ રમવું=રમત.

અસ્ત્ર પ્રયોગમાં-હથીઆરનો ઉપયોગ કરવામાં, હથીયાર વાપરવામાં

હસ્ત લાઘવ-હસ્ત=હાથ×લાઘવ=ચતુરાઇ-હાથ ચાલાકી

શબ્દ વેધિત્વ-શબ્દ સાંભળી તે પદાર્થપર બાણ મારવાની વિદ્યા.

વિસ્મિત—વિ ઉ૦ સ્મિ ધા૦ વિસ્મય પામવું=વીસ્મય પામેલા ચકીત.

વિનય પૂર્વક—સવિનય; વિનય દર્શાવીને.

દારૂણ-ભયંકર, ભય ઉપજાવે એવું, અંદેશો-વિચાર, શક. વહેમ.

કૃત્રિમ—બનાવટી. લક્ષ્ય-વિંધવા યોગ્ય.

ગાત્ર—શરીર. વૃત્તિ—અંતઃકરણનું વલણ, મનનો ભાવ.

એકાગ્ર—ધારેલી વસ્તુ ઉપરજ નજર રાખવી તે, જે કામ કરવાનું હોય તેમાંજ મન પરોવવું તે.

### પ્રશ્ન.

૧ એકલવ્યના ચરીત્ર ઉપરથી તમે શો બોધ લેશો ?

૨ એકજ ગુરૂના શિષ્યો છતાં અર્જુન વધારે કુશળ શાથી થયા

૩ 'આવું દારૂણ વચન એકલવ્યે સાંભળ્યું' એમાં વાકયનો ક્રમ કેમ જાળવ્યો નથી ?

૪ કૃત્રિમ પક્ષીને વીંધતી વખતે અર્જુન ફક્ત પક્ષીને જ જોતો હતો અને બીજા બધા પક્ષીને, ઝાડને, દ્રોણાચાર્યને અને બંધુઓને દેખતા હતા, તેનું શું કારણ ?

---

## પાઠ ૪ થો.

## ભારદ્વાજ દ્રોણાચાર્ય ભાગ ૩ જો.

પરમદક્ષિણા–મોટામાં મોટી દક્ષિણા.

**મથન**—પ્રયત્ન, મહેનત, ઉપાય  અમાત્ય-પ્રધાન.

ખડોકર્યો–ઉભો કર્યો, રજુ કર્યો. નષ્ટ થયો–નાશ પામ્યો, નીકળી ગયો

ઇચ્છા **इष्** ધા૦ ઇચ્છવું–મરજી, ભાવ.

**ક્ષમા–क्षम** ધા૦ માફકરવું=માફી.

બાલ્યાવસ્થા–**बाल्य**=બાળક×**अव** ઉ૦×**स्था** ધા૦ ઉભા રહેવું–બાળક તરીકેની હાલત, નાનપણ.

પ્રીતી–**प्री** ધા૦ ખુશ કરવું+**ति** પ્ર૦–હેત, ભાવ.

પોષાઇ છે–વધારો થયો છે, દૃઢ થઇ છે

યાચું છું–માગુ છું.  ભાગીરથી–ગંગા નદી.

**અભીષેક–अभि** ઉ૦ **इष्** ધા૦=અભીષેક કરવો.

ન્યુનતા–ખામી, ઓછાપણું, કમીપણું.

વ્યુહ–સેનાની ગોઠવણ, લડવાની ગોઠવણ.

**સંહાર—सम्** ઉ૦ **हृ** ધા૦ સંહાર કરવો=નાશ કરવો.

**ઘાણ કાઢવો**–ઘણા માણસોને મારી નાખવા તે.

નહીકર–નહીતો. હણાવો–મરાયો.
મહામુશીબતે–પરાણે ફાવતું ન છતાં, ના છલાજે.
ગજ–હાથી, ખીન્ન–દુઃખી. નાઉમેદ થવું, દીલગીર, આશાભંગ
નીરાકરણ કરવું–નિકાલ કરવો, દુર કરવો.
જવિત—જીવવાને માટે અસત્ય–જુઠું.
સ્પર્શ કરવું–અડકવું, લાગવું. પ્રેરાયા–ઉશ્કેરાયા.
સ્પષ્ટ–ખુલ્લું અને ચોક્ખું આસક્ત–મોહીત, મોહ પામેલું
મોટેથી–લાંબા સાદથી, ઉતાવળે બોલીને,
ભારત–કૌરવ અને પાંડવોની લડાઇના ઇતિહાસનું પુસ્તક
માહાત્મય–મહિમા, પ્રભાવ, બળ, શકિત, કીર્તિ, ખ્યાતિ.

## પ્રશ્ન.

૧ સત્યવાદી યુધિષ્ઠિરે સત્ય જાળવવા કેવો પ્રયત્ન કર્યો ?
૨ યુધિષ્ટિરના એવા પ્રયત્નથી સત્ય વ્રત જળવાયું કે તેનો ભંગ થયો?
૩ દ્રુપદ રાજા–દ્રોણાચાર્યના બાળસ્નેહી છતાં શા કારણથી તિરસ્કાર કર્યો
૪ દ્રુપદે દ્રોણાચાર્યનો તિરસ્કાર કર્યો તેનું શું ફળ મળ્યું.
૫ પહેલા પેરેગ્રાફમાં 'રહ્યા : અને 'તરીકે'નું પદચ્છેદ કરો.

---

## પાઠ ૫ મો, છપ્પા.

તાતા–તપેલા. ગરમ, દોશી–દોશી વાણિયો, કાપડનો વેપારી
વાટે=રસ્તામાં ઘાટે–તળાવ કે નદીના આરામાં
ગુજરી–મેદાનમાં ભરાતો બજાર. નરભો–નરભેરામ કવિ.

રતીભર-ચણોઠીના વજન જેટલો લગાર જરા,

બગીચામાં પાણી પાતાં કાંઇ પ્રેમ ઉત્પન્ન થતો નથીઃ વળી ગરમ તેલ ચોળવાથી પણ પ્રેમ ઉત્પન્ન થતો નથી; વળી ગાંધી કે કાપડીઆની દુકાનેથી પ્રેમ વેચાતી મળતો નથી; વળી માર્ગમાં કે નદી અને તળાવને આરામાં શોધતાં પ્રેમ મળતો નથી; તેમજ દરેક ગામે મકાનમાં ભરાતા બજારમાં તપાસ કરતાં પણ પ્રેમ મળતો નથી. નરભેરામ કહે છે કે—જો શ્રી રામચંદ્રની મહેરબાની હોય તોજ પુરેપુરો પ્રેમ મળે છે.

જ્યારે શ્રી કૃષ્ણને પ્રેમ ઉત્પન્ન થયો ત્યારે એક તુળશીના પાનથી ખુશી થયા,જ્યારે શ્રીકૃષ્ણ ભગવાનને વિદુરના ઉપર પ્રેમ ઉત્પન્ન થયો ત્યારે ખીચડી ને ભાજી ખાધી હતી; જે માણુસને પ્રેમ ઉત્પન્ન થાય છે તેજ માણુસ પ્રેમને ઓળખે છે. જે માણુસને પ્રેમ ઉત્પન્ન થાય છે તેના વેદમાં પણ વખાણ થાય છે. જે માણુસને મનમાં એક જરા પણ પ્રેમ ઉત્પન્ન થયો તેને કવિ નરભેરામ કહે છે કે—એવા (જેને જરા પણ પ્રેમ ઉત્પન્ન થયો છે) ગુરૂથી સદા તેને ધન્ય છે. એટલે આપણા ઉપર શ્રી ભગવાનનો જરા પણ પ્રેમ ઉત્પન્ન થયો હોય તો તેવા ગુરુથી હંમેશાં આપણને ધન્ય છે.

### પ્રશ્ન.

૧ આ કવિતામાં પ્રેમ માટે કવિનો શું કહેવાનો હેતુ છે?

૨ પ્રેમ કેવી રીતે મેળવી શકાય?

૩ 'ગુરૂ થકી' શબ્દનો સંબંધ કયા શબ્દ સાથે છે?

૪ 'જે' અને તે કેવાં સર્વનામ છે? ને તે શા કારણથી?



## પાઠ ૬ ઠો. બીવર.

જળચર—જળ=પાણી×ચર ધા૦ જવું, ચાલવું ફરવું=પાણીમાં રહેનાર

સ્થળચર—સ્થળ=જમીન×ચર=ફરનાર; રહેનાર=જમીન ઉપર ફરનાર

બહુધા-ઘણે ભાગે.

કડાક—કડ ધા૦ અવાજ કરવો=એવો અવાજ થાય તેમ; ઉપરાઉપરી

આત્મસંરક્ષણ—આત્મ=પોતાનું×सम् ઉ×रक्ष् ધા૦ રક્ષણ કરવું×अन પ્રત્યય=પોતાનો બચાવ કરવો તે.

ખરબચડા-કરકરા, જેમાં સુંવાળપણ નથી એવા

કમાનાકાર=કમાન×આકાર કમાન=કામઠું×આકાર=ઘાટ=કામઠાના ઘાટનું

હાથ તરીકે-હાથના જેવું, હાથના બદલાનું, હાથનું

સુકાન—સુપડી-મછવો સીધે રસ્તે ચલાવવાને મરડવાનું સુપડાના ઘાટનું લાકડાના પાટીયાનું બનાવેલું હોય છે તે.

ગરજ સારે છે=પદલો વાળે છે, કામ કરે છે. ક્વચિત કોઈક વખત

વીંધણું—લાકડાં ફોડવાનું લોઢાનું ઓજાર. સુથાર લોકો જેના વડે લાકડાં કોચે છે તે.

પુરનો—પાણી રોકવાને કરેલું ઉંચું બાંધકામ.

ભક્ષક—भक्ष ધા૦ ભક્ષણ કરવું×अक પ્ર૦ કરનાર=ભક્ષણ કરનાર, ખાનાર.

નિર્ભય—निः=બહિ+भय=બીક=બીક વગરનું.

કણ—કાન. સંઘરી મુકે છે—રાખી મુકે છે.

ઇજનેર—ઇમારતો બાંધવાના નકશા તઇયાર કરનાર.

### પ્રશ્ન.

૧ બીવરની જાતમાં પ્રાણી કયાં છે ?

૨ બીવરના શરીરનું વર્ણન કરો.

૩ તેનું સ્થાયી રહેઠાણ ક્યાં હોય છે ? ને તે શી રીતે તૈયાર કરે છે?

૪ તે પોતાના રક્ષણ માટે શી ચતુરાઈ વાપરે છે?

---

## પાઠ ૭ મો. સીંહ અને શીયાળ.

આચરનાર–ચાલનાર. ક્ષોભે–પરતાય, વિમાસણ કરે.
ઝડપમાં–ઝપાટામાં, કબજામાં. ક્ષુધા–ભુખ.
અસ્ત પામ્યો–આથમ્યો આખરે—છેવટે
ગુફા–સંતાઇ રહે એવી જગા, ઝાડીનું જુથ.
ખરેખર–નક્કી, જરૂર. દ્વાર–ગુફામાં પેસવાનું બાર.
આરડવા–અવાજ કરવા, બરાડવા.
ભયભીત–બીકવાળાં, બીહામણાં.
હસ્તાદિ–હાથ વગેરે, હસ્ત=હાથ×આદિ પહેલા.
કદા–કોઇ વખત કયારે પણ.
વાણી ન પ્રસરે–મોઢેથી બોલી શકાય નહિ.
અંગો–શરીરના ભાગ, કંપ કંપર=ધ્રુજ ધ્રુજ, કંપતા, થરથરતા.
પ્રતિ શબ્દ–પ્રતિ=સામો×શબ્દ=અવાજ,=સામો અવાજ પડઘો પ્રતિધ્વની
ત્રાસી=त्रस् ધા૦ કંપવું=બી, ડરી, ભય પામી.
પદ્ય=કવિતાની કડી, કોદિ=કોઇ દીવસ.
સુણાવી=સંભળાવી અર્થાત–એટલે.
દુર્દશા–દુઃ=ખરાબ×દશા=હાલત નઠારી હાલત.

બોધ–જે વિચાર કરીને ચાલે છે તે સુખી થાય છે, અને જે વગર વિચારે ચાલે છે તે છેવટે પસ્તાય છે, ને દુઃખ પામે છે. માટે દરેક કામ વગર કરતાં અવલોકન કરવાની અને વિચારીને ચાલવાની ટેવ રાખવી. શિયાળે અવલોકન કર્યું કે, સિંહ ગુફામાં પેઠા છે, પણ બહાર નીકળ્યો નથી તેથી તે અંદર દાખલ ન થતાં યુક્તિ શોધી, જેથી અંદર સિંહ જણાતાં તે નાશી છુટયું ને બચી ગયું.

---

## પાઠ ૮ મો-૨.

ડીંડવું-છોતરાં સાથેનું ફળ, ડોડવું.
પરિપકવ-परि ઉ૦ × पच=રાંધવું, પકવવું=પાકા.
આસપાસ-આજુબાજુ.
અંતર-છેટું, બે હારો વચ્ચે રાખેલી ખાલી જગા.
છુટું-જુદું, કાલાં ને કપાસ જુદા પાડવા તે,
લોઢવાના-પીલવાના, રુ અને બી જુદાં પાડવાના.
સહેલાઇથી-થોડી મહેનતે.
કચરો-કપાસીઆમાંથી તેલ કાઢયા પછી રહેલો ભાગ જેને આપણે
    ખોળ કહીએ છીએ તે.
શાળ-લુગડાં વણવાનું ઓજાર.
રોજી-રોજનો મળતો પગાર. મજુરીના પઇસા.

### પ્રશ્ન

૧ ઉત્તમ પ્રકારનું રૂ કયું ગણાય છે?
૨ એવું રુ કયા ભાગોમાં પાકે છે?
૩ કપાસની કયા જાતો આપણા દેશમાં થાય છે?



## પાઠ ૯ મો. સહેરાનું રણ.

બેરાન-ઉજડ; વસ્તી વગરનું, રોમન-રોમ શહેરના રહેવાશી
અભાવ-છત ન હોય તે, વનસ્પતિને પાણી ન હોય તે.
અતિશય-વધારે, ઘણીજ; બહુ, તદ્દન-સમુળગો.
મુકાબલે-સરખામણીમાં.

તફાવત-( અ૦ ) ફેર, ફરક, ઓછાવત્તાપણું, ભિન્ન ભાવ,
ફાટો-ચીરા, કોઇ ભાગમાંથી ચીરાએલું, તડ, આંતરો.
પાતાળકુવા-ઘણા ઉંડાણમાંથી પાણી કાઢી કરેલા કુવા.
ફળદ્રુપ-ફળ આપે એવી, સારો પાક આપે એવી, રસાળ અનાજ અને
વનસ્પતિ સારાં ફાલીને પાક આપે એવી જમીન.
રણ પ્રદેશ-રણ આવેલું હોય એવો મુલક, રણવાળો મુલક.
માફક-ભાવતો, ફાવતો, જોઇતાં તત્વો મળે એવો,
મથાળે-ઝાડની ઉપલી બાજુએ, ઝાડ ઉપર.
ફાલે છે-ખીલે છે. પ્રફુલ્લ થાય છે, કદમાં વધે છે, પુષ્ટ થાય છે
પસાર થવાત-જઇ શકાત, અંદર થઇને જવાત, એક છેડેથી બીજે છેડે જવાત,
કાફલો-ઘણા માણસની ટોળી, સમુહ જથો.
સંપૂર્ણતા-પુરેપુરૂં, ખીલવું તે. છેલ્લી હદે પહોંચવું તે.
ભેજ-ભીનાશ. અટકાવી-ખાળી, રોકી..
આગેવાન-સરદાર ટોળીનો મુખ્ય માણસ.
માહીતગાર-જાણીતો, ભોમીઓ, અજાણપણું નથી એવો.
સહીસલામત-કુશળતાથી, સુખરૂપ, સાજા તાજા, કોઇ રીતે અડચણ
ન આવે એવી રીતે.
સન્માન—સત્કાર, માન આપવું તે, આવકાર: આદર.
નિશ્ચિત-નક્કી કરેલા.
સાવચેતી-હોશીઆરી, કાળજીપુર્વક, સાવધપણું.
મુશીબત-અડચણ, હરકત. વીટંબણા, મુશ્કેલી.
ઝાંઝવાં-સુકી રેતાળ જમીનમાં તડકા વખતે દૂરથી જે પાણીવાળું હોય એવું
દેખાય છે તે, મૃગજળ, પાણી જેવી વરાળ, પાણી હોય એવો દેખાવ
વિપત્તિ-વિ ઉ૦ + પત ધા૦ પડવું + ત્તિ પ્ર૦=દુઃખ, મુશ્કેલી.

## પ્રશ્ન

૧ રણની મુસાફરીમાં શી શી અડચણો નડે છે?
૨ રણની મુસાફરી કરવા કયા સાધનોની જરૂર છે?
૩ રણની મુસાફરી માટે ઉંટને શા માટે લાયક ગણ્યું છે?
૪ રણની મુસાફરી કરનાર ટોળીનો આગેવાન કેવો જોઇએ?

---

## પાઠ ૧૦ મો. વર્ષા.

ફેરવાય–બદલાય–ઉકળાટો–બફારો, ઘામ.
ભારી–ઘણો, બહુ.
અહિં તહિં–આ ઠેકાણે ને તે ઠેકાણે
અભ્ર–વાદળાં.
સકળ–બધાં.
વૃષ્ટિ–વરસાદ,
ચાળા–નીશાની, ચિન્હ,
ફડફડ–પાંખો ઉંચી નીચી કરવાથી થતો અવાજ,
ચલ્લી–ચકલી-
પસરીજ–પહોળી કરીનેજ, પસારીનેજ
સાફ–ચોકખા, સ્વચ્છ.
અર્ણવ–સમુદ્ર,
થંડો–ઠંડો, ટાઢો, શીતળ
રસ–પારો.
ખરરથરરર–ઝાડોના હાલવાથી થતો અવાજ
યંત્ર માંહે–વાયુ માપક યંત્રમાં.
રૂપાળા–સુંદર.
અધિક–વધારે; ઘણી
નિત્ય કર્તા–હમેશના કરતાં
પસરી–ફેલાઇ, ઢાલાં–પોલાં, નક્કર નહી તે.
કમિ–ઓછી, થોડી
પીગળ એ–ઓગળી રસ પ્રવાહી થાય.
ઉભરાય–બહાર નીકળે.
તજવીજ–તપાસ.
આંધવે–બાંધવામાં
પીત–પીળું.

સુર્યાસ્ત—સુર્ય અસ્ત=આથમવું=સૂર્યનું આથમવું.
ભાસ—દેખાવ ઉજળું—ધોળું, સફેદ, ઉજાસવાળું
કુંડાળું—ગોળ આકારનું,
ઇશાન—ઇશાન ખૂણામાં પુર્વને ઉત્તર વચ્ચેનો ખૂણો.
નૈરુત—નૈઋત્ય ખુણો, દક્ષિણ અને પશ્ચિમ વચ્ચેનો ખુણો.
વા-અથવા. શિતાળા—ઠંડા, ટાઢા, શીતળ.

૧ (જ્યારે) ઘડીકમાં તડકો અને છાંયડો ફરનો જાય છે વળી તાપને લીધે પ્રાણીઓને ઘણોજ બફારો થાય છે અને કાળા વાદળા આમથી તેમ બહુ દોડતાં જણાય છે ત્યારે બધા માણસો કહે છે કે—એ તો વરસાદ આપવાના ચિન્હ થાય છે.

૨ જ્યારે ચકલીઓ પોતાની પાંખો ધુળમાં ફફડાવે છે. અને બગલાઓ પોતાની ચોકખી પાંખ પહોળી કરીને બેસે છે અને પક્ષીઓને સમુદ્ર તરફથી કાંઠા તરફ આવતાં દેખીએ છીએ ત્યારે બધા માણસો કહે છે કે.........

૩ જ્યારે રાતને દહાડો ટાઢો વા ફરફર આવે છે અને બારી ડોલવાથી કરરર ખરરર એવો અવાજ થાય છે અને વાયુમાપક (ગરમીમાપક) યંત્રમાં સુંદર પારો નીચે ઉતરે છે; ત્યારે બધા માણસો કહે છે કે.........

૪ જ્યારે હંમેશના કરતાં વધારે ઠંડી છે (ભીનાશવાળી) હવા જણાય છે અને ફુલોમાંથી વધારે આવતી સુગંધી ફેલાયછે. અને છેટેથી વાગતા ઘંટના ખાલી (પોલા) અવાજ સભળાય છે ત્યારે બધા માણસો કહેછે કે...

૫ જ્યારે ગરમી ઓછી થાય અને હવાથી ખાય ઓગળી જાય, અને ઉધાઇ, કીડીઓ, મકોડા જેસમેર બહાર નીકળી આવે છે, અને પક્ષીઓ માળા બાંધવામાં તજવીજ કરતાં જણાયછે ત્યારે બધા માણસો કહે છે કે

૬ જ્યારે સૂર્ય આથમતી વખતે આકાશનો રંગ પીળો થઇ મેઘ ધનુષ્ય જણાય છે, અને ચંદ્રની આજુબાજુ મોટું ધોળું કુંડાળું જણાય છે, ઇશાન ખુણામાં ઘણી વીજળીઓ થાય છે, અને નૈરુત્ય ખુણામાંથી ઠંડો પવન વાયછે. ત્યારે બધા માણસો કહેછે કે–એતો વરસાદ થવાનાં ચિન્હ જણાય છે.

આ કવિતામાં કવિ નર્મદાશંકરે વરસાદ થવાનાં ચિન્હોનું વર્ણન કર્યું છે.

---

## પાઠ ૧૧ મો—શાર્ક અને વ્હેલ ભાગ–૧ લો.

સજીવ–જીવ હોય એવી અવસ્તામાં. સુઇ–માછલાંને શ્વાસ લેવાની ઇંદ્રિય
નકામું–નિરુપયોગી. કામ વગરનું. અનુકુળ–માફક, એથી ઉલટું પ્રતિકુળ
સમતોલ–બે બાજુએ સરખુ વજન આવે એવી રીતે.
સહાયરૂપ–મદદગાર, આશરો આપનાર.
ઉંધા વાળવા–અવળા ફેરવી નાખવાં.
ભુખાળ– ભુખ્યુ. ગમે તેટલું ખાવા છતાં ભુખ મટે નહિ તેવું.
ત્રાસ–કેર. જુલમ. ગોઠે છે–ફાવે છે.
મધ્ય સમુદ્ર–પૃથ્વીના વચલા ભાગમાં આવેલો સમુદ્ર. ભુમધ્ય સમુદ્ર
આકર્ષણ–ખેંચાણ. ઝુરે–કેડો. પછવાડે લાગ્યાં રહેવું તે.

---

## પાઠ ૧૨ મો. શાર્ક અને વ્હેલ ભાગ ૨ જો.

બરાબ –હરકરી ગરમાટો ગરમી હુંફ. પ્રમાણમાં સરખામણી કરી જોતાં
ફુવારે–નળમાંથી ઉંચે ઉડતું પાણી. ચપટ બેઠેલી.
સપાટો—ઝપટ. ઝપાટો સમર્થ—બળવાન
ખડક—દરિયામાં આવેલી ટેકરી.
ઘસેડવામાં—ખેંચવામાં, તાણી લેવામાં.
દાંડી–હાથ ધ્રુવ–પૃથ્વીના ઉત્તર અને દક્ષિણ છેડાને ધ્રુવ કહે છે.

## પ્રશ્ન.

૧ માછલાના શરીરનું વર્ણન કરો ?
૨ માછલાં શી રીતે શ્વાસ લે છે ?
૩ શાર્કના શરીરનું વર્ણન કરો ?
૪ માછલાં અને વ્હેલનો મુકાબલો કરો.
૫ વ્હેલની વધારે વસ્તી કયાં હશે ?
૬ વ્હેલમાંથી કીંમતી પદાર્થ કયો નીકળે છે ?



## પાઠ ૧૩ મો. કાંટાને કાંટાએ કાઢવો.

સદાચરણી—सत् आ ઉ० चर् ધા० ચાલવું. અન પ્ર० ई પ્ર०=સારી રીતે ચાલનાર.

પત્ની—સ્ત્રી.

દોષ—દુષ ધા० દોષિત થવું=અવગુણ.

મિજાજી—ચીઢિયો, સહેજમાં મન ઉપરનો કાબુ જતો રહેતો હોય એવો, સહેજમાં ગુસ્સો કરે એવો, મગરૂર.

મિજાજ—સ્વભાવ, પ્રકૃતિ તબિયત, ગુસ્સો, તામસ.

આશ્વાસન કરતો—મન મનાવતો, રાજી કરતો.

સહનશીલ—સહન કરે એવી: સાંખી શકે એવી.

ગળી જતી—વેઠતી, સહન કરતી. અવધિ—હદ.

ધમકાવી—ધમકી આપી, સતાવી, સતાવણી કરી.

ખંખેરી નાંખે—સતાવે, ઝાટકે, ધમકી આપે.

વિષમય—ઝેરનું બનેલું, અત્યંત અસહ્ય કપરૂં, કઠણ.

ગમગીન—દિલગીર, શોકાતુર, ઉદાશ, દુ:ખી, શોકમાં ડુબેલી.

નિવાસ ખંડ-રહેવાનો ઘરનો ભાગ, છાજતું=શોભતું
લવું છું=બકું છું, બોલું છું.
વિવેક-ખરૂં ખોટું પારખવાની શકિત, સત્ય અસત્ય જાણવાની શક્તિ.
યાચું છું—માગું છું.
દુર્વચન-દુ=ખરાબ-વચનમાં **વચ** ધા૦ બોલવું **અન** પ્ર૦=બોલ
ઋજુતા-સરલતા, શાંત થતા. સ્વભાવ-પ્રકૃતિ.
પ્રાણને, પ્રકૃતિ સાથે જાય છે-જે સ્વભાવ પડયો હોય તે જીવની સાથે જાય છે. મરે ત્યારેજ જાય છે. ત્યાં સુધી સુધરતો નથી.
દ્રઢ-પાકો, ડગે નહિ એવો.
સ્વાર્પણ-સ્વ ર્થનો ત્યાગ, પોતાની મતલબ છોડી દેવી તે; પોતાનું સુખ તજી દેવું તે.
સ્તુત્ય—વખાણવા લાયક.
કુટેવ-કુ=ખરાબ ટેવ=આદત. ખો=નઠારી આદત.
મોકળા-ઉદાર, મોટા મનવાળો.
નિર્ગમન કરી-ગાળી, ગુજારી, પુરી કરી.

## પ્રશ્ન.

૧ પ્રાણ અને પ્રકૃતિ સાથે જાય છે, એ વાકય સમજાવો.
૨ ચિત્ર વર્માના ચરિત્ર ઉપરથી તમે શો બોધ લેશો ?



## પાઠ ૧૪ મો-નહુષ રાજાનું આખ્યાન.

દ્યુત-જુગટું, જુગાર. અજગર-મોટો સાપ.
વીર્ય-પરાક્રમ, બહાદુરી, બળ.

આશ્ચર્ય–अ ઉ૦, चो ધા૦ એકઠું કરવું=નવાઇ, અજાયબી.
સર્પરાજ–સર્પોમાં રાજા જેવો. અસમર્થ–બળ વગરના, નિર્બળ
નીરતેજ–પરાક્રમ વગરનો, ઝાંખો, તેજ જતું રહ્યું હોય એવો
પ્રાપ્ત–પ્ર ઉ૦ आपस्य ધા૦ મેળવવું=મેળવી ફણા–ફેણ
પ્રશ્નો–સવાલ ઉત્તર–જવાબ
આહાર–आ ઉ૦ ह ધા૦ ખાવું=ખાવાનું, ખોરાક
ક્ષુધા–ભુખ મટાડજે–તૃપ્ત કરજે, શાંત કરજે.
વ્રત–નીયમ, ટેક ચીરકાળે–ઘણા વખતે ઘણી લાંબી મુદતે
પૂર્વજ પુર્વ=પહેલાં × जन् ધા૦ જન્મવું=પહેલાં જન્મ પામેલો તે ઘરડો, મુળ પુરૂષ.
યાગ–હોમ, હવન, યજ્ઞ, દેવોને અગ્નીની મારફતે બલિદાન આપવું તે.
ત્રૈલોક્ય–ત્રણ લોક છે. ૧ સ્વર્ગ ૨ મૃત્યુલોક, ૩ પાતાળ લોક.
ઐશ્વર્ય–પ્રભુ પદ, મોટું પદ, મોટી સત્તા.
મદ–અભિમાન, હાથીના લમણામાંથી જુવાનીમાં રસ ઝરે છે તે પણ મદ કહેવાય છે, તેથી હાથી મદોન્મત થાય છે
અનુગ્રહ–નિવારણ કરનાર, મુક્ત કરનાર, છોડાવનાર
મુક્તિ–मुच ધા૦ છુટકો કરવો =મોક્ષગતિ
સવિસ્તર–વિસ્તાર સાથે, પુરેપુરૂં. અધિપતિ=રાજા
લેખવ્યો–ગણ્યો, પત કર્યો દાનવ–રાક્ષસ
સ્વીકાર–અંગીકાર; કબુલાત; કબુલ થવું તે.
ઉત્કંઠા–ઉમેદ; મોટી આશા
પાદપ્રહાર–પાદ=પગ+પ્રહાર=માર=પગનો માર, પગવતી ઠેસ મારવી તે
ક્રુદ્ધ–ગુસ્સે પ્રણિપાત–નમસ્કાર

## પાઠ ૧૫ મો-પ્રભુને વિષે શ્રદ્ધા.

શ્રદ્ધા-ભાર
ભેટો-મળો
રાંક-ગરીબ
બણી-બની ગયા.
સ્તભ-થાંભલો.
મુરારી-મુર=એક રાક્ષસ× અરિ=શત્રુ=મુર નામના એ રાક્ષસના શત્રુ વિષ્ણુ ભગવાન
ચીર-વસ્ત્રો, પ્હેરેલાં લુગડાં
પુર્યાં-પુરાં કર્યાં
જદપી-જ્યારે
વિશ્વાધાર-વિશ્વને જેનો આધાર છે તે, જગતને જેનો આધાર છે તે, શ્રી કૃષ્ણ ભગવાન
નવનીધ-પુષ્કળ લક્ષ્મી નવનિધિ કુબેરભંડારીના ખજાના નવ છે. ૧મહા-પદમ. ૨ પદ્મ ૩, શંખ, ૪ મકર, ૫ કચ્છપ, (કાચબો) ૬ મુકુંદ, ૭ કુંદ. ૮ નીલ, ૯ ખર્વ એમાંના કેટલાંક અમુલ્ય મણિ છે.
કંચન-સોનું
દુજી-બીજી
દ્વારામતિ-દ્વારકાં
દીધ-આપી
બાંહે ગહ્યાની પ્રભુ લાજ-જે બાંહ્ય ઝાલે છે તેની પ્રભુ લાજ રાખે છે.
તુંહી-તુંજ

૧ હે પ્રભુ! તમારી સાથે મારે ઘણી પ્રીતિ થઇ છે, માટે મને ગરીબ ગણીને મારા ઉપર ભાર લાવીને મને મળો હે પ્રભુ!

૨ તમે તમારા સેવક પ્રહલ્લાદજીની પ્રતિજ્ઞા પાળવા માટે નરસિંહ રૂપ ધારણ કર્યું હતું. તે વખતે લોખંડનો સ્તંભ ફાટીને ચીરાડા થયા ને તેમાંથી તમે વિષ્ણુ ભગવાન પ્રકટ થયા તે જેહ મોટા રાજા પણ ધ્રુજી ગયા. હે મારા વહાલા પ્રભુ! હિરણ્યકશ્યપને તમે તમારા હાથે મારી નાખ્યો. હે પ્રભુ!

૩ કૌરવોની બેઠેલી સભામાં સતી દ્રૌપદીને આણ્યાં હતાં, ત્યાં તેમનાં વસ્ત્ર દુશ્યાસને ખેંચવા માંડયાં. ત્યારે હે મારા વહાલા પ્રભુ! તેમને નવસેંને નવાણું વસ્ત્રો નવી નવી જાતનાં પૂરા કર્યાં. તો પણ સતી દ્રૌપદીનું શરીર દેખાયું નહિં.અને પાંડવોની સ્ત્રી દ્રૌપદીની આબરુ રાખી હે પ્રભુ !

૪ નરસી મહેતાએ જાત્રાએ જતાં મુસાફરને લખી આપેલી હુંડી આવથી શીકારી, અને તેમને જુનાગઢના દરબારમાં ઘણા ભવથી હાર પહેરાવ્યો; અને ગિરધર ભટને રૂપીઆ રોકડા ગણી આપ્યા હે પ્રભુ !

ટીપ–જુનાગઢના માંડળિક રાજાના દરબારમાં નરસિંહ મહેતાના ઉપર એવું તહોમત મુકવામાં આવ્યું કે તે શિવ માર્ગનો નાશ કરે છે. વૈષ્ણવ માર્ગ ચલાવે છે: ને સ્ત્રીઓ સાથે કૃષ્ણુને નામે રાસ રમે છે, એવું નક્કી થયું કે એ સાચો ભકત હોય તો ભગવાન જાતે આવી એને હાર પહેરાવે. મહેતાની સ્તુતિથી શ્રી ભગવાને એમના ગળામાં હાર પહેરાવ્યો એટલે બધા દરબારીઓની ખાત્રી થઇ.

૫ એ વહાલા પ્રભુએ કુબેર પાસેથી નવનીત્ર પુષ્કળ દોલત લઇને સુદામા ઋષિનાં દુઃખ મટાડયા; તેમના મહેલ સોનાના બનાવ્યા એવા કે જાણે બીજી દ્વારકા નગરી ન હોય ! સુદામાજીને ગરીબ જાણીને તેમની દરિદ્રતા મટાડી દીધી હે પ્રભુ !

૬ હે પ્રભુ ! આ વખતની અમારી વીનતી કબુલ કરજો જે તમારે શરણુ (આશરે) આવે તેને બચાવી લેજો ને તમારી બાંહે ઝાલ્યાની આબરૂ રાખજો. તમારો સેવક ધીરો ભક્ત કહે છે કે હે પ્રભુ! મારે તુંજ છે. હે પ્રભુ ! તમારી સાથે મારે ઘણી પ્રીતિ થયેલી છે.

---

## પાઠ ૧૬ મો—રાજા કેન્યૂટના સદ્‌ગુણની વાતો.

લોકપ્રિય—લોકને ઘણો વહાલો, લોકોની પ્રીતિવાળો

ધર્મિષ્ટ—ધર્મમાં લીન થયેલો, ધર્મ ઉપર આસ્થાવાળો, ધર્મમાંજ મશગુલ થયેલો.

ધાર્મિક—ધર્મ સંબંધી

ઉત્સવ—તહેવારનો દીવસ

બરફ—બરફ થઇ રહ્યાં હતાં } સઘળી પાણીવાળી જગાએ ઠરીને બરફ થયું હતું

રૂચી—ગમી, ફાવી પસંદ પડી

મકકમ—કાયમ, દૃઢ

મુંઝવણ—ગુંચવણ, ગભરામણ.

દાસત્વ—દાસપણું, સેવકપણું. રાજ્યનું ભલું ચાહનાર

વીદીત—જાણ, જાહેર

સમર્પિત—અર્પણ, આપી દીધેલું

ભૂત—સમયમાં—ગયેલા વખતમાં.

નાદાનીમાં—સમજણ વગરની અવસ્થામાં, નાનપણમાં.

ઉંધો મુકયો હોય—વીરૂદ્ધ ચાલ્યો હોય, અન્યાયથી વર્ત્યો હોય.

ખુશામત—કોઇને વહાલા થવા માટે હદથી જાદે વખાણવું તારીફ કર્યા કરવી તે, હાજી હા કરવી. પળશી કરવી, સારૂ લાગે તેમ સેવા કર્યા કરવા.

અતિસ્તુતિ—ઘણાં વખાણ.

ચઢતી ભરતીએ—ભરતી ચઢવા માંડે તે વખતે.

આજ્ઞાભંગ—હુકમ તોડવો, હુકમનો અનાદર કરવો તે.

સત્તાધીશની મગરૂબ આંખે—સત્તાધારી જેમ મગરૂરીથી જુવે તેથી રીતે મોજાં=છોળો.

તત્વ—મુળ વસ્તુ એ પાંચ છે. પૃથ્વી જળ, તેજ વાયુ, ને આકાશ

પાર્થિવ—પૃથ્વીનો,

ક્ષુલ્લક—હલકું નીચ.

મુકુટ—માથે પહેરવાનો સુંદર અને કિંમતી ટોપ, મેર પિંછ, કલગી તોરાદાર પાઘડી, તાજ શિરબંધ.

## પ્રશ્ન

૧ કેન્યુટ રાજાના ચરિત્ર ઉપરથી તમે શો બોધ લેશો ?

---

## પાઠ ૧૭ મો— અષ્ટાવક્રાખ્યાન.

અષ્ટધા—આઠ પ્રકારે                વક્ર-વાંકું.

અષ્ટા વક્રાખ્યાન } અષ્ટ=આઠ×વક્ર=વાંકું×આખ્યાન=હકીકત. આઠ= પ્રકારે વાંકો છે તેની હકીકત.

ઉદરમાં—પેટની માંહે.

પ્રસાવ—પ્રઉ×સૂધા૦જન્મ આપવો=જન્મ થવાનો વખત.

વિત્તોપાર્જન } वित्त=પૈસો× उप् ઉ૦+अर्ज धा૦ મેળવવું×अनप्र૦= પૈસા મેળવવા

વાદવિવાદ—સવાલ જવાબ.          હોડી—સરત.

વરુણ—ઈંદ્રરાજા                અનુચરો—સેવકો. अनुઉ૦+चरधा= જવું, પાછળ જનાર.

માતામહ—માતાનો પિતા, વડીલો, દાદો

ભ્રાતા—ભાઈ, બંધુ.             ખોળ—શોધ, તપાસ.

દ્વારપાળ-આંગણે રક્ષણ કરનારા, રક્ષક.

દ્વિજશ્રેષ્ટ—બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ, ઉત્તમ બ્રાહ્મણ,        ખપે—શોધ,તપાસ

વૃદ્ધત્વ—ઘરડાપણું.                વરદી=ખબર, હકીકત.

પ્રાર્થના } પ્રઉ૦+अर्थધા૦ માગવું+अन પ્ર૦+आ પ્ર૦ સ્તુતિ, આજીજી, કાલાવાલા.

પશ્ચાતાપ=પસ્તાવો, વિમાસણ.    બ્રહ્મજ્ઞાન=ઈશ્વર સંબંધી જ્ઞાન.

### પ્રશ્ન

૧ અષ્ટાવક્રના ચરિત્ર ઉપરથી તમે શો બોધ લેશો ?
૨ કહોલના ચરિત્ર ઉપરથી શો બોધ લેશો ?
૩ વંદિના વર્તન ઉપરથી શું સમજવાનું છે ?



## પાઠ ૧૮ મો-યુવક અને સિંહ.

યુવક=જુવાન પુરુષ.    સંપતિમાન=ધનવાન, પઈસાદાર, માતબર.
વાડી વજીફે=વાડી અને નિર્વાહ માટે મળેલી જમીન.
ભવિષ્યદર્શક=ભવિષ્ય બતાવનાર, ભાવી કહેનાર.
સૂચના=સુચવે એવુ લાગે તે, જણાવે એવું.
યુવાવસ્થા } યુવા=જુવાની+અવસ્થા એમાં અવ=ઉ+સ્થા ધા૦ ઉભા રહેવું=જુવાન હાલત, જુવાની.
અજાબ—નવાઈ ઉપજાવે એવી,
ગોંધી રાખ્યો=પુરી રાખ્યો, કબજામાં રાખ્યો.
દર્શન ચિતાર, બનાવ.    સત્ય નીવડે-ખરો પડે.
ઉદ્દેશ-હેતુ કારણ, સબબ,    આનંદદાયક=આનંદ આપે એવી
વિવિધ=જાત જાતનાં.
ચિત્તાકર્ષક } ચિત્ત=મન × આ ઉ૦ +કૃષ ધા૦ ખેંચવું + અક પ્ર૦=મનને હરી લે એવું,
ધારી ધારીને=વધારે નિહાળીને.    ક્રુર=ઘાતકી નિર્દય
કમનસીબે=વાંકી દશાથી, ખરાબ દશાએ.
યોજ્યો હતો=વ્યવસ્થા કરી, ગોઠવણ કરી, યુક્તિ રચી.

વાસ્તવિક=ખરૂં. સુક્ત—યોગ્ય, લાયક.

કાકતાલીય } અણધાર્યું કામ કરતાં બીજું અણધાર્યું કામ બની જાય તે કાગડો તાડ ઉપર બેસતાંજ અણધાર્યું તેનું ડાળ તુટી પડે તે.

ન્યાય—રીત. અપચિહ્ન=ખરાબ નિશાની.

અનિષ્ટ—ખોટું, ખરાબ, માંગલીક—સારો, આનંદ ઉપજાવે એવો

લગ્ન—અવસર. પરીસીમા—હદ, અવધિ.

ભાવી—ભવિષ્યમાં થવાનું. મિથ્યા કરવા—મટાડવા, ભુલવવા.

બોધ—ખરી રીતે જોતાં શુકન અપશુકન ઉપર માણસે લક્ષ આપવું એ વાજબી નથી. કાગનું બેસવું અને તાડનું પડવું, એમ કોઇ વખત અપશુકન થયા હોય અને નુકસાન થાય જેથી માણસ ધારે છે કે અપશુકન થયા છે તેથીજ આમ થયું છે. એમ વહેમમાં ભરાય છે પરંતુ સારૂ મુહુર્ત લઇ કરવા માંડેલા કામનું પણ પરિણામ કોઇ વખતે ખોટું નીવડે છે. શુકન અપશુકનનો વહેમ રાખતાં ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખી મન દ્રઢ રાખવું. ભવિષ્યને ભુલાવવામાટે જે પ્રયત્ન કરવા એ મુર્ખાઇની નિશાની છે.

---

## પાઠ ૧૮ મો—ખાંડ.

મિષ્ટ—મીઠાં, ગળ્યાં. અંશે—ભાગે.

ગાંઠા—ગાઠો, સાંધા ગુચ્છા—જથો

પાકપર—પાકવા ઉપર. પાસવામાં—પીલવામાં.

પાશ્ચાત્ય—પશ્ચિમના. રવિકિરણ—સૂર્યના કિરણ. સુર્યનો તાપ

અતી સૂક્ષ્મ—ઘણા ઝીણા, ટાપુ—બેટ, દ્વીપ.

કાપ—ઘા. છેક.

## પ્રશ્ન

૧ ખાંડ શેની શેની બને છે?
૨ ખાંડ તૈયાર કરવાની રીત કહો?
૩ શેરડીમાંથી ગોળ તૈયાર કરવાની રીત કહો?

## પાઠ ૨૦ મો—પ્રાણ અને પ્રકૃતિ સાથે જાય.

કોટી—કરોડ, ઘણા | પ્રકૃતિ—સ્વભાવ
વિરોધ—સામા થવું, ઉલટું. | વૃથા—નકામું, ફોકટ.
દેશો—દેશોમાં | વેશે—વેશ ધારણ કરીને.
દેહદશા—શરીરની સ્થિતિ | પાલટે—બદલાય
પેખો—જુઓ. | સોનું થાય કટાર—કટાર સોનાની બને
કાળપ—કાળાશ. | મેલે—છોડે. મટે.
કાજળ—મેસ | શ્વેત—ધોળા રંગની
ઉષ્ણ—ગરમ | પુચ્છ—પુંછડી
શ્વાન—કુતરૂં | પાંસરૂં—સીધું.
ટેક—બંધ | શોક—દીલગીરી.
અંતરે—મનમાં | કેશવ—કવી કેશવરામ,
કરૂણા—મહેરબાની, દયા, | ધ્યાન—મન.

૧ કરોડ ઉપાય કરીએ તો પણ જે ટેવ પડી તે ટાળી ટળતી નથી. તેને દીધેલી બધી શીખામણો નકામી જાય છે તેમજ તેની સામા થવું પણ નકામું જાય છે, એથી શું લાભ થવાનો છે? પણ કરે ઉપાય...

૨ વાત વીચાર વગેરે કોઇ વખત પણ ફરે છે; અને દેશમાં વેષ ધારણ

કરીને ફરાય છે, શરીરની દશા પણ બદલાયછે, એવીરીતે આખું જીવતર જાય છે; પણ કરોડો ઉપાય......

૩ વિદ્યા, હુન્નર, હોંશિયારી એ બધાં કોના કામમાં આવે છે? બીજ વાવશો તેવાં તેનાં ફળ નીપજે છે એવું જ પરિણામ તેનું પણ જુઓ પણ કરોડો ઉપાય......

૪ પારસમણીની સોબતથી કટાર પણ સોનાની થાયછે. તોપણ તેની ધાર, આકાર અને મારી શકવા યોગ્ય કાંઇ નાશ પામતું નથી, તે પ્રમાણે કરોડો ઉપાય......

૫ કોયલાને દુધથી ધોવામાં આવે તોપણ તે પોતાની કાળાશ શી રીતે મુકીદે? તેવીજ રીતે કાજળ પણ ઉજળુ થતું નથી એવી રીતે અનુભવથી જણાય છે; માટે કરોડો ઉપાય......

૬ પાણી ઠંડુ છે, અગ્નિ ગરમ છે, નાગ છે તે વીખનું ઝાડ ગણાય છે, કાંઇ પણ ઓસડ મેળવવા મોટા પહાડોને પાડી નાખો તો પણ મળતું નથી માટે કરોડો ઉપાય......

૭ કુતરાની પુછડી વાંકી છે તેને સીધી કરવાનેગમે તેટલા બંધ બાંધો પણ તે બંધ તુટી જતાં તે પાંસરૂ થતુ નથી જે વાંકુજ રહે છે, માટે કરોડો ઉપાય......

૮ માટે સૌ મનમાંથી શોક છોડી દઇને શ્રી ભગવાનને ભજો. કેશવ કવિ કહે છે કે–શ્રી હરિ દયા કરે એવું મનમાં ધારવું. કરોડો ઉપાય કરીએ તો પણ જે ટેવ પડી તે ટાળી ટળતી નથી.

## પાઠ ૨૧ મો–ચામાચેણુ.

દ્રષ્ટિ–નજર        અવડ–વસ્તી વગરની        નરમાશથી–ધીમેથી

### પ્રશ્ન.

૧ ચામાચેણુ કયી જાતનું પ્રાણી છે ?

૨ ચામાચેણુ અને ઉંદરની સરખામણી કરો.

૩ ચામાચેણુ દિવસે અંધારી ને અવડ જગાએ શામાટે રહેતી હશે?

૪ અમેરીકામાં ચમાચેણુ થાય છે તેમાં અને આ દેશની ચામાચેણુમાં શો તફાવત છે ?

૫ ચામાચેણુ ખેડુતને શા ઉપયોગની છે ?

---

## પાઠ ૨૨ મો.

### કનકસેન અને પ્રભાસેન ભાગ ૧ લો.

ગતી–મોક્ષ, મરણુ પછી સારે માર્ગે જવું તે.

શાસ્ત્રકાર } शास ધા૦ વખણાવું×त्र પ્ર૦+कृ ધા૦ કરવું कार =કરનાર=શાસ્ત્રના બનાવનાર......

દત્તક } दत ધા૦ આપવું×त ભૂત કૃદંતનો પ્રત્યય×क પ્ર૦=આપેલો,જેને પુત્ર ન હોય તેણે બીજાનો પુત્ર તેની ખુશીથી સ્વીકારી પોતાનો પુત્ર કરવો તે.

યથા વિધિ–વિધિ પ્રમાણે; નિયમ પ્રમાણે. કાલક્રમે=વખત જતાં

રાજતંત્ર–રાજવહીવટ        સંસ્કાર–મન પર પડેલી છાપ

અતિક્રૂર–ઘણો નિર્દય, ઘાતકી.

મશગુલ—મચ્યો પચ્યો, લીન થયેલો. લક્ષ—ધ્યાન, કાળજી.

ઉદાર પ્રકૃતિ—મોટા મનનો        વિચારતો–માનતો, ગણાતો.

લેખવતો–ગણતો, મનમાં લાવતો.        પ્રસવ–જન્મ.

વધામણી—ખુશીની ખબર ભાગ્યશાળી—નશીબદાર, સારા નશીબનો.
સુગર્ભા—ગર્ભવાળી ભાખ્યું-ભાષ ધા૦ બોલવું-કહ્યું છે.

સુખનો સુર્ય અસ્થ પામ્યો. | સુખનો નાશ થયો, સુખ પુરૂ થયું.

ઉદય=उत् ઉ૦×अय ધા૦ જવું=ઉંચ જવું, ઉગવું,
અભિલાષા—अभि ઉ૦ लाष×ધા૦ ઇચ્છવું, ઇચ્છા
સત્વર—જલદી, તાકીદે

મારૂં લાગ્યું મારેજ ભોગવવું જોઇએ. | મારા નશીબમાં જે દુઃખ ભોગવવાનું નકી થએલું હશે તે મારેજ ભોગવવાનું છે.

ખાનદાન } ખાનપાન અને પુણ્યદાનમાં સારા વહેવારવાળું, ખવડાવી પીવરાવી ને પૈસા આપી જાણનાર, ઉદાર ખુનિયાત મોટા ઘરનું,

---

પાઠ ૨૩ મો.

## કનકસેન અને પ્રભાસેન ભાગ ૨ જો.

પ્રસન્ન્યો=નમ્યો કાન્તિ—સ્વરૂપ
અતિ પ્રવિણ—ઘણો કુશળ, હુશિયાર જલસો—મેળાવડો.
તીરંદાજો—તીર મારવામાં હેશીઆર, બાણ ધારવામાં કામેલ,
આયુધગાર—આયુધ-હથિયાર×આગાર-ઠેકાણું-હથિયાર મુકવાનું ઠેકાણું,
નિષ્ફળ—નકામાં, ફોગટ.
નિશાન વીંધ્યું-નિશાન તાકયું, નકી કરેલી જગાએ તીર માર્યું
રૂચ્યો—ગમ્યો આરૂઢ થઇ-બેસી

ઉદ્‌ગાર કર્યો–મોઢેથી બોલ્યો.
સૌજન્ય-સુજનતા, સદ્ગુણ. દેખાવ—ડોળ.
તમાશો–ખેલ, રમત, ધમાલ–ધાલમેલ.
મેદની=ટોળું. સટકી ગયો—નાશી ગયો. જતો રહ્યો
વિસ્મય થયો. | वि ઉ૦ स्मि ધા૦ વિસ્મય પામવું×त ભૂત કૃદંતનો પ્ર૦ આશ્ચર્ય પામ્યા.
વત્સ–પુત્ર સજ્જ થયેલો=તૈયાર થયેલો. તત્ક્ષણ–તુરતજ
અગાધ–ઘણું ઉંડું, ઘણું ઘાડું. કકડીને–સખ્ત, ઘણાજ.
પર્ણકુટી–ઝાડનાં પાંદડાંનું બાંધેલું ઝુંપડું, મઢુલી,
તપસ્વી–તપ આચરનાર. અભિનંદન=નમસ્કાર,

---

## પાઠ ૨૪ મો.

## કનકસેન અને પ્રભાસેન ભાગ—૩ જો.

અગાધ–પુષ્કળ પ્રતિજ્ઞા–પણ ટેક, નિયમ
અસાધ્ય—નહિ બનવા યોગ્ય, મુક્ત થવાનો—છુટવાનો
અકલિત—કળી શકાય નહિ એવી; સમજી શકાય નહિ એવી.
મહાત્મ્ય—મોટપણુ, પ્રતાપ, પ્રભાવ, ઐશ્વર્ય.
લોપી—ઉથાપી ઓળંગી ચોરવી–ચુકાવી.
અપરાધ–अप ઉ૦×राध ધા૦ ખોટું કરવું=દોષ ગુન્હો.
અમૂલ્ય–કિંમતી, જેનું મૂલ્ય થઇ શકે નહિ એવું.
ચલિત થયું–ડગ્યું; બદલાયું.

---

## પાઠ ૨૫ મો.

## કનકસેન અને પ્રભાસેન—ભાગ ૪ થો.

ગમગીન-દિલગીર શોકાતુર, ઉદાસ. પોશાક—પહેરવેશ.
પતો પામ્યો નહિ—ભાળ મળી નહીં.
સુવર્ણ મુદ્રા—સોનો ધાન, સોનો સિક્કો. તૃપ્ત—શાંત કર્યું, વળ્યું.
નિર્ગમન કર્યા—ગુજાર્યા, ગાળ્યા.

બોધ—સારી જાત હોય તો ભાત પડી શકે. કનકસેન નીચ જાતિનો હોવાથી તેની નીચ જાતિના સંસ્કાર લાગેલા જેથી તેને દુષ્ટ બુદ્ધિ સુઝી ને રાજાનો ઘાત કર્યો પણ રાજપુત્ર પ્રભાસેન ઉંચકુળનો હોવાથી તેને સારા સંસ્કાર જન્મથી પડેલા હોવાથી તે આપબળે પિતાનું રાજ્ય મેળવી શક્યો, એજ જાત ઉપર ભાત.

## પાઠ ૨૬ મો. પક્ષ ઘા.

ફાળ—ધ્રાસ્કો. દિલ—શરીર
રૂંધાઇ—અકળાઇ; મુંગળાઇ. તરૂ—ઝાડ.
પાંખ ઢીલી થતાં—વાગવાથી પાંખોની શક્તિ ઓછી થવાથી.
પાળ્યું—ઉછેર્યું; રક્ષ્યું.
તરફડી મરે—આકુળ વ્યાકુળ થાય; મુઝારી થાય, અસહ્ય વેદનાથી આમતેમ અંગ પછાડવું તે.
હસ્ત મારાજથ—મારા હાથે, મારા પોતાના હાથથી.
દિલ ધડકતે—ધબકારા લેતા શરીર ઉપર ઉઠે-બેઠું થાય; ઉઠે,
જખમ—ઘાં. ક્રુર હસ્તે—દયા વગરના હાથથી, ઘાતકી હાથથી
કુમળું—કોમળ; નાજુક. કિંતુ—તો પણ.

કળ—મુર્છા; તંમર; ભમરી, દુઃખની ઝણઝણી
મધુર—મીઠાં, રસીક. ગમતા—ફાવતા; પોતાને રૂચે એવાં.
ડરીડરી—બીને બીક રાખીને. ઇચ્છતું—ચાહતુ મન કરતું, ભાવના કરતું
શ્રદ્ધા ગત થઇ—મનની ભાવના જતી રહી, વિશ્વાસ ઉઠી ગયો.
કોઇ કાલે—કોઇ પણ વખતે. વિસરી શકવા—ભુલવાને
સામર્થ્ય બળ; શક્તિ. ફરીને—બીજીવાર.

અર્થ—તે પક્ષીની ઉપર મેં પથરો નાંખતાંમાં તો નાંખી દીધો.તે હાથમાંથી વછુટયો ને અરરર ! એવી મારા અંતઃકરણમાં ફાળ પડી ! અરેરે ! એ તેના શરીર ઉપર વાગ્યો અને તેનો જીવ મુંઝવાઇ ગયો, તેથી તેની પાંખોનું જોર ઘટી જવાથી ઝાડ ઉપરથી નીચે આવ્યું. ૧

અરેરે ! જેને મેં પાળી પોષીને મોટું કર્યું છે. તે મારા પોતાનાજ હાથથી મારેલા પથ્થરને લીધે વેદનાથી આમ તેમ પછાડા મારે છે ! તેનું શરીર ધબકારા લેતું હતું તેથી તેને પાણી છાંટયું, તો પણ તે ઉઠી શક્યું નહિ ! અરે ! મારા દયા વગરના હાથથી ઘા કરેલો છે તે શી રીતે ઉડે ! અહોહો ! તેનું હૃદય છેક કોમળ હોવાથી તે શી રીતે ઉભું થય ! ૨

અહો ! તો પણ તેને જે તંમર ચઢી હતી તે ઉતરી અને તેની આંખો ઉઘડી, તે મરણ પામશે કે તેનો જીવ બચશે. તે કોણ સમજી શકે ! અહો ! તે મીઠા બોલ બોલવાને અને આ બાગમાંનાં મીઠાં ફળો ફરીને ખાવા માટે તે જીવ્યું. ૩

અરેરે ! એ જીવ્યું તો પણ ફરીથી કોઇ વખતે તે મારી પાસે આવશે નહિ, કદાપિને તે પાસે આવે તો પણ બીબીને ઉડી જવાનું મન કરશે,અરેરે!મારા પ્રત્યેનો તેનો વિશ્વાસ ઉઠી ગયો. પછી કોઇ વખત તે

મારી પાસે આવશે નહિ. તેને તેને જે ઘા વગ્યો છે, (પથ્થર વાગ્યો છે) તેને ભુલી જવાને તેનામાં કાંઇ બગ નથી.

---

## પાઠ ૨૭ મો—એસ્કીમો

એસ્કિમો—આ નામના લોકો.
સખ્ત—ઘણીજ, કકડીને અતિશય.
છવાઇ—ઢંકાઇ, ફરી વળવું તે.
ચિરાડો—ફાટ, ચીરો.
કૃત્રિમ—બનાવટી,
દિવાલ—ભીંત.
અર્ધવર્તુળાકાર—અર્ધ ગોળ, અર્ધ ગોળના આકાર જેવું.
પાત્ર—વાસણ
માંસાહારી—માંસનો આહાર કરનાર.
કેશ—માથાના વાળ
મગરૂબ—અભિમાની, ગર્વિષ્ટ અહંકારી
ભરાઉ—ગુચ્છાદાર.

### પ્રશ્ન

૧ 'એસ્કિમો' એ કયા જાતના લોકો ક્યાં રહે છે?
૨ ઠંડકથી બચવાને તેઓ શું કરે છે?
૩ એસ્કિમોના શરીરનું વર્ણન કરો.
૪ તેમની ઘર બાંધવાની રીત કહો.
૫ તેઓ વસ્ત્ર, ખોરાક અને દીવાબતી માટે શેનો ઉપયોગ કરે છે?
૬ તેમની સ્ત્રીઓના શરીરનુ વર્ણન કરો.

---

## પાઠ ૨૮ મો—મકર સંક્રાંત.

ચગાવીશું—ઉડાડીશું.
શોખીન—આનંદની ભાવનાવાળા, સુખાનંદની ઇચ્છાવાળા.

ધર્મિષ્ટ—જેને ધર્મ વહાલો છે એવા, ધર્મ બુદ્ધિવાળા પવિત્રતાથી રહેનારા **धर्म**×**इष्ठ** ધા, રાજ કરવું×**त** પ્ર૦

પર્વ-ધર્મ કરવાનો દિવસ ધ્યાન રાખી, નજર રાખી. દ્રષ્ટિ રાખી.

મકર-મઘર; એક રાશી; મઘરના આકારનું તારાનું ઝુમખું.

સંક્રાત-ઉતરાયણ, સુર્યનું મકર રાશીમાં જવું તે **सम्** ઉ.× **क्रम्** ધા૦ પગલાં ભરવાં, જવું×**त** પ્રત્યય=પેસવું, દાખલ થવું.

ઉત્તરાયણ=**उ-तर**×**अयन** એમાં **अय** ધા૦ જવું + **अन** પ્ર=સૂર્યનું ઉત્તર દિશા તરફ જવું તે.

દર્મિયાન-વખત

દક્ષિણાયન—**दक्षिण**+**अयन**=સુર્યનું દક્ષિણ યન તરફ જવું.

ફેરફાર-તફાવત, અંતર નિયમિત રીતે-નિયમ પ્રમાણે.

પસાર થતો=દાખલ થતો; ફરતો. ધનુર-કામઠાના આકારનું ઝુમખું

કામજોગું-ખપપૂરતું, ઉપયોગનું ઇચ્છા-ભાવ, મરજી.

ફરજ-ધર્મ; કર્તવ્ય; જે આચરણે ચાલવાની જરૂર છે તે.

મેષ-ઘેટું. વૃષભ—આખલો.

મિથુન-જોડકું, કર્ક-કાચબો.

તુલા-ત્રાજવાં. વૃશ્ચિક-વીંછી.

કુંભ-ઘડો.

---

## પાઠ ૨૯ મો. શણ.

ડીંડવા-જીંડવા ફળ. પીલવાથી-પીસવાથી

વિકાસ-ફેલાવો-હૃષ્ટપુષ્ટ સહી-વેઠી, ખમી,

મુખ્યત્વે-ઘણું કરીને રેશા-ઉપરની છાલ, બીડી

મરદ—આદમી | તંતુ—તાર
વર્ગ—જથા, નાના મોટા જુદા પડવા તે
પંજેટી—શણુ સાફ કરવાનું ઓજાર.

### પ્રશ્ન.

૧ શણુના છોડને વાવવાની રીત કહો.
૨ બીજ પકવવામાં અને શણુના તાર પકવવામાં શો ભેદ રાખે છે
૩ શણુના તાર તૈયાર કરવાની રીત કહો.
૪ શણુનો ઉપયોગ કહો

---

## પાઠ ૩૦ મો.

## એલેક્ઝેંડર ને તેના અમલદાર.

શહેનશાહ—રાજા | રાજનગર—રાજધાનીનું શહેર
ફરમાવ્યું—ફરમાન કર્યું, તાકીદ કરી, સૂચના આપી
જાહેધરી—બોલેલું પાળશો તેની ખાત્રી માટે માનમાં મુકેલી વસ્તુ
જયનાદ—જય, થાઓ એવો ઉચ્ચાર
શાસન—શિક્ષણ કવાયત | ખ્યાલ કરાવ્યો-દેખાડી આપ્યું.
તાલીમ — કવાયત, લશ્કરી સીપાઇઓને જે શારીરિક અને લડાઇને લગતું વ્યવહારિક જ્ઞાન આપવામાં આવે છે તે, શિક્ષણ, કેળવણી. અનુભવ લેવો.
પ્રમાણીકપણું—નીતિથી ચાલવું તે, ખરી રીતે વર્તવું.
કુતુહલ—આતુરતા, ઉત્કંઠા, હોંસ વિસ્મય, અચંબો, જિજ્ઞાસા, ઇચ્છા.
ટગર ટગર—એકી નજરે. વગર બોલે ચાલે માત્ર જોયા જ કરવું
બોપાળું—પોકળ, ખોટારૂં, ખાલીદમ, ભસ્મ, અંદરનું પોલાણ.
શરમીંદા—લજવાએલા, શરમથી નીચું જોવું તે, ભોંઠા

બોધ—મોટા રાજા સરખા પણ મોટાઇ ન રાખતાં અને સત્તા ન ચલાવતા પ્રમાણીકપણે વર્તે છે અને પોતાના અમલદારોની થતી ભુલો યુકિતથી સુધારે છે, તે પ્રમાણે દરેક માણસે પ્રમાણીકપણે વર્તવાની અને માયાળું સ્વભાવથી ચાલવાની ટેવ રાખવી.

---

## પાઠ ૩૧ મો. લોઢું.

વીશેષતા—ખાસ ગુણ, ખાસીયત

પેચ—આંટા ચઢાવેલ એવો ખીલો, સ્કુ

ખાણ-खन धा. ખોદવું-જમીનની અંદર ઉંડો ખોદેલો ખાડો

ઘડતર—હથોડાવતી ઘડીને બનાવેલી વસ્તુઓ.

અંધીયાર—અંદર દાખલ ન થવાય એવું બંધ

લોહચુંબક—લોહ=લોઢું×ચુંબક=ખેંચનાર=લોઢાને ખેંચવાનો જેનામાં ગુણ છે એવું લોઢું.

સ્ટીલ ટ્રંક—ઉત્તમ કેળવાયેલા લોઢાની બનાવેલી પેટી.

સ્મારક—યાદગિરી સમૃદ્ધિ દોલત.

### પ્રશ્ન.

૧ લોઢું કયાંથી મળી આવતું હશે ?

૨ ખાણમાંથી કાઢેલા લોઢાને શુદ્ધ કરવાની રીત કહો.

૩ લોઢું કયી કયી જાતનું છે ?

૪ ભરતના લોઢાની કયી કયી વસ્તુઓ બને છે ?

૫ પોલાદની કયી કયી વસ્તુઓ બને છે.

૬ લોહચુંબક શેનું બને છે ને તેનો શો ઉપયોગ છે ?

૭ હિંદુસ્તાનમાં લોઢાનું કારખાનું કોણે અને કયાં કાઢયું છે ?

---

## પાઠ ૩૨ મો. અહંકાર તજો.

ભવકુપ—ભવ=સંસાર×કુપ=કુવો=સંસાર રૂપી કુવો
ફુલ્યો=અભિમાનથી ભરેલો
ભુલ્યો—આત્માનું કલ્યાણ કરવાનું ભુલી ગયેલો
હાથે ચડ્યો—હાથમાં આવેલો મળેલો સર્યું—પાર પડ્યું,
વાટજ ઉઠી—નકામી થઇ નરકની વાટે—નરકને માર્ગે
સંચર્યો=ગયો. ચાલ્યો મિથ્યા—ફોકટ નકામી.
જનુની—જન્મ આપનારી માતા
ધર્યો ન ધર્યો—જન્મ ધર્યો તે ન ધર્યો જેવો થયો, મિથ્યા ગયો
ભારે મારી—ભાર રૂપ થયો—અવસર—સમય વખત
નિશ્ચિંત—શાંત ધિક—નિંદવા યોગ્ય
શાને—શા માટે, શા કારણે. મમતા—મમત્વ, અહંકાર, હું પણું
પરી—વેગળો, દુર,
સરજનહાર—દુનિયાનો બનાવનાર, પરમેશ્વર
સફળ—ફાયદાવાળો ધીરો—ધીરો ભક્ત
સરસ—ચઢીઆતો

હે જીવ ! તું અભિમાનથી ભરેલો શું ફરે છે ? તું તારા આત્માનું કલ્યાણ ભુલીને સંસારરૂપી કુવામાં પડેલો છે. ને આ મનુષ્યના દેહરૂપ મણી જે હાથમાં આવેલો છે તે તેં ગુમાવ્યો છે. હે જીવ ! તું અભીમાનથી ભરેલો શું ફરે છે ?

તું ડાહ્યો થઇને આ દુનિયામાં ફરે છે. તેણે તારું શું કામ પાર આવવાનું છે? તું એમ સમજ્યો નહિ કે ઘડીકમાં જવું છે, પછી

આબરૂ શી રીતે રહેશે. જ્યારે તું જમરાજાના હાથમાં આવ્યો ત્હારે તારૂં બધું ડહાપણ જાણવામાં આવ્યું માટે હે જીવ ! તું અભિ૦

તારી અભીમાનથી ભરેલી મુછ નકામી થઇ. અને તું નરકને માર્ગે ચાલ્યો. તું તારી માતાને નકામો ભાર રૂપ થયો ને તેં જન્મ લીધો તે ન લીધા જેવો થયો તે વખતે સમય આવી પહોંચ્યો છે માટે તું જાગ્રત થઇને તપાસી જો હે જીવ ! તું અભિમાનથી ભરેલો૦

ઘણી દોલત મળી, મોટાં ઘરબાર મળ્યાં, તેથી શું થયું ? તેં શાંત થઇને પરમેશ્વરને ભજ્યા નહી. તેથી તારૂ જીવતર નીંદવા લાયક થયું છે. તારા જીવવાને પણ ધીકકાર છે, પરમેશ્વરે તને શા માટે જન્મ આપ્યો છે. હે જીવ ! તું અભીમાનથી ભરેલો......

માટે હે જીવ ! મારી શિખામણ તું મનમાં ધારણ કર, અને અહં-કારને છોડી દે, અને પરમેશ્વરનું સ્મરણ કરીને તારો અવતાર ફળ-દાયી કરી લે, એમ કરવાથી ધીરો ભક્ત કહે છે કે-તું બહુ ાથી ગદ્દી-આતો બનીશ માટે હે જીવ ! તું અભિમાનથી ભરેલો શું કરે છે ? તું તારા આત્માનું કલ્યાણ ભુલીને સંસાર રૂપી કુવામાં પડેલો છે......



## પાઠ ૩૩ મો. ચિનાઇ રાજ્ય-શાહેરો અને લોકો. ભાગ ૧ લો.

પ્રાચીન-જુનું, પહેલાંના વખતનું

મોગલ-મુસલમાનોની એક જાત-ક્રુર ઘાતકી

દિવાલ-ભીંત | મિનારા-બુરજ

અગત્યનો-જરૂરી, કામનો | ગૌરવ-મોટાઇ

દર્શાવવા-જણાવવા, બતાવવા. | સમક્ષ-નજર આગળ

ઉષ્ણ-ગરમ, તાપ પડે એવા. | શીતલ-ઠંડા, ટાઢ પડે એવા

પ્રવીણ–જાણીતા. હોંશિયાર. પેગોડા–મંદિર, મુર્તિનું ઘર
ભોજનાલયો–ભોજન કરવાનું ઠેકાણું. વીશીઓ.
મહત્વના–ખાસ જરૂરી.
ભરચક–ભરપુર, જોઈએ તેટલું. ખીચોખીચ ભરેલું. પુષ્કળ.
જાહેર ચોગાનો–સાર્વજનિક ખુલ્લુ. જગાઓ.
ખીચોખીચ–ભરચક, ગીચ, ભરપુર
ગલી–ઘોરી રસ્તેથી જુદી પડી આડીઅવળી જતી સાંકડી પોળ, સાંકડી શેરી.
પરિચારકો–સેવકો ચિત્રિત–ચિત્રેલું
ગાંભિર્ય સુચક–ઠાવકાપણું બતાવનાર. મુંડિત–મુંડેલા
કેશ–વાળ પસાર થવું–જવું,
ધર્મિષ્ટ–ધર્મ ઉપર આસ્થાવાળા પ્રચાર–ફેલાવો.

---

## પાઠ ૩૪ મો. ચીનાઇ રાજ્ય શહેરો અને લોકો. ભાગ ૨ જો.

લિપિ–ભાષાના અક્ષરો લખવાની રીત
ચિત્રાત્મક શબ્દો–ચિત્રોથી સમજાય એવા શબ્દો.
વ્યાપાર સુચક–ધંધો બતાવનાર, દુકાનમાં શું વેચાય છે તે જણાવનાર
વરખ–સોના રૂપાના કાગળ જેવાં પાંદડાં,
પરલોકમાં–સ્વર્ગમાં ફેરીઆ–ફેરી ફરી માલ વેચનાર
ઉંટ વૈદું–ભણ્યા વગર વૈદું કરનારા
ખુરદો વેચનારા–પરચુરણ સામાન વેચનારા
તિરસ્કાર–ધિક્કાર પીઠ કરી–પુઠ ફેરવી. અવળા ફરીને
લાંછન–એબ, કલંક કૃત્રિમ–બનાવટી, હાથની બનાવેલી

વિકાસ-સુધારો થવો, મોટું થવું તે, વધવું તે
નાબુદ-સમુળગો નાશ થવો તે, નિર્મુળ
મિતાહારી-માપ પ્રમાણે ખાનાર  આચાર-ચાલ, રીવાજ
પુર્વજો-બરડા, વડીલો  ફિલસુફ-વિદ્વાન
ચિત્ત શુદ્ધિ-મનની પવીત્રતા
પ્રજાસત્તાક-પ્રજાનું રાજ્ય, પ્રજાનો અમલ ચાલે એવું
સ્થિરતા-શાંતી

## પ્રશ્ન.

૧ ચીના લોકોના શરીરનું વર્ણન કરો.
૧ ચીના લોકોના સ્વભાવનું વર્ણન કરો.
૩ ચીના સ્ત્રીઓનું વર્ણન કરો.
૪ ચીન દેશનાં શહેરો વિષે જાણવા જેવું શું છે ?
૫ ચીના લોકોનો મુખ્ય ધંધો શો છે !
૬ ચીના લોકોને કઇ બાબતનો શોખ વધારે છે ?
૭ ચીન દેશમાં કયા કયા ધર્મ ચાલે છે ?

---

## પાઠ ૩૫ મો. આનંદી સ્વભાવ રાખો.

લેખક-સારા લેખો લખનાર  રમુજી—ગમત પડે એવી
રાજપુત્ર-રાજાનો કુંવાર
અવલોકન-અવ ઉ૦ લોક ધા૦-તપાસવું જન પ્ર૦ વધારે તપાસીને જોવું તે
મનુષ્ય જીવન-માણસની જીંદગી
સર્વસ્વ-બધું, ઉત્તમમાં ઉતમ મેળવવાની વસ્તુ
માનવી ભુમિ-મનુષ્ય લોકની જમીન, દેશ

પરીશ્રમ—મહેનત, પ્રયત્ન

વ્યર્થ—નકામા

અર્થાત—એટલે

અપરીમીત } અ ઉ૦—परि ઉ૦ — मा ધા૦ માપવું — त પ્ર૦ — માપ કરી શકાય નહિ એટલું, પુષ્કળ

કામના—ઇચ્છા, આશા

નીરમ્યું—નક્કી કર્યું

સદ્યોગ-शब्द्-સારો — उद्योग —ધંધો, સારો ધંધો

તૃપ્ત થવું—શાંત થવું, સંતોષ પામવો.

સહ્ય—સહેવા યોગ્ય ખમવા યોગ્ય

દુણાયાજ-બળ્યા, મનમાં બળવું તે, અંતરમાં મુંઝાવું તે, નારાજ થવું

આશાવાદી—હમેશ આશાપર આધાર રાખનારા

નીરાશાવાદી—હમેશ નિરાશામાં ડુબી રહેનાર

પોષનારી-પોષણ કરનારી, વધારનારી

નિર્વિવાદ-કોઇપણ જાતના સંદેહ વગર નક્કી, જરૂર.

ઉકલી શકાય છે—કરી શકાય છે. આત્મબળ—મનની સહન કરવાની શક્તિ

પ્રવેશ કરી શકતી—દાખલ થતી. વીજયી—જીત પામનારો, કામ પુરૂં કરનારો

અઢળક—પુષ્કળ, બહુ અહર્નિશ=અહર-દિવસ=નિશ-રાત-રાતદીવસ.

ચક્ર—પૈડું

સ્વલ્પ—સુ —અલ્પ=થોડું. =ઘણું થોડું.

પ્રવૃત્ત—તૈયાર

અંકુશમાં=કબજામાં, દાબમાં

આશાજનક—આશા ઉત્પન્ન કરનાર, આશા=ઉમેદ, હોંસ + जन् ધા૦ નીપજવું + अक પ્ર૦=કરનાર.

**બોધ** —આ સંસારમાં સુખ અને દુઃખ જોડાયેલાં છે. સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ આવેજ જાય છે. માટે દરેક પ્રસંગે આનંદી સ્વભાવ રાખવો. આનંદી સ્વભાવ તંદુરસ્તીને પોષે છે ને

તંદુરસ્તી આનંદને પોષે છે. માટે બંનેને પોષો, ક્રોધને દબાવો મિજાજને અંકુશમાં રાખો. દિલગીરીમાં મચ્યા ન રહો. કેટલા ને નઠારાં પરિણામ માની લેવાની ટેવ હોય છે. એવો સ્વભાવ કાઢી નાંખો. વસ્તુની સારી બાજુ તપાસો અને આશા ઉત્પન્ન કરે તેવાં પ િણામ જોવાની ટેવ પાડો એટલે આનંદી પ્રકૃતી કેળવાશે અને પોષાશે.

---

## પાઠ ૩૬ મો બુંદ.

બુંદ-કોફી-બુનદાણાને શેકીને દળે છે ને તેને ચાની માફક પીવાને બનાવે છે.

બારીક નજર-ઘણુંજ ધ્યાન આપીને જોવાની દષ્ટિ.

નિરીક્ષણ-નિ=ઉ૦×ઈક્ષ ધા૦ જોવું×અન પ્ર૦=ઘણુંજ તપાસીને જોવું તે

મહાલે છે-મોજ કરે છે, સુખ ભોગવે છે, મઝા કરે છે.

પાન કરીશું-પીઇશું, ખાઇશું.

સ્ફુર્તિ જાગૃતિ.

છાંટવાળાં-છાંટાવાળાં, ટપકાવાળાં.

પરિપક્વ-પાકાં

બુંદપાન-બુંદ પીવાનો

### પ્રશ્ન

૧ બુંદના છોડમાં સ્ફુર્તિ લાવવાનો ગુણ છે એવું શી રીતે સમજાયું ?
૨ બુંદના છોડનો મુળ વાસ કયો ?
૩ બુંદના છોડનું વર્ણન કરો.
૪ બુંદના છોડનો કયો ભાગ પીવાના ઉપયોગનો છે ?
૫ બુંદ તઇયાર કરવાની રીત કહો.
૭ પીવા માટે કોફી તઇયાર કરવાની રીત કહો.
૮ આપણાં દેશમાં બુંદના છોડ કયા ભાગોમાં થાય છે ?

---

## પાઠ ૩૭ મો. મીરાં ભજન.

ગોવિંદો—ગોવિંદ શ્રીકૃષ્ણ એ વહાલ વાચક શબ્દ છે.

પ્રાણ-પ્ર ઉ૦ × અન્ ધા૦ શ્વાસ લેવો=જીવ=જીવજેવો વહાલો

જગ—સંસાર. ખારો—કડવો લાગ્યો.

મારો રામજી-વહાલને અર્થે એક વચન વાપર્યું છે.

સંતન—સંત, સાધુ પુરૂષ

વિષ—ઝેર, ઝેરી પદાર્થ ભરેલો છે એવો. સહાય—મદદગાર

અમૃત—મીઠો પદાર્થ માયા—સંસારની જંજાળ

સુષુમણા—એ એક નાડી છે. તે તાળવું ભેદીને બ્રહ્મદ્વાર સુધી જાય છે. એ નાડીથી ઇશ્વરનું ધ્યાન ધરાય છે. ઉંઘતી વખતે એ નાડીમાં જીવ રહે છે.

નાવણીઓ—સ્વામી નિર્દોષ—દોષ વગરનો

દુજો—બીજો ડાગ—એબ, કલંક

કાય-શરીર લાડણી—વહાલી લડાવેલી

હજુર—પાસે

મીરાં કહે છે—શ્રી કૃષ્ણ ભગવાન અમારા પ્રાણથી વહાલા છે. અને આ જગત મને કડવું લાગે છે મતલબ કે—જગત મિથ્યા લાગે છે. મને મારો એક રામજીજ ગમે છે, બીજો કોઇ મારી નજરે આવતો નથી, એવા શ્રીકૃષ્ણ ભગવાન ... ... ... ૧

મીરાંબાઇના મહેલમાં ભગવાનની સેવા કરનારા સંત પુરૂષોનું રહેઠાણ છે, દગલબાજ માણસોથી ભગવાન વેગળા રહે છે, અને સંત પુરૂષોની પાસેજ રહે છે, એવા શ્રી કૃષ્ણ ભગવાન... ... ... ૨

રાણાજી જે કાગળ મોકલે છે, તે રાણી મીરાંના હાથમાં આ-પજો, તેમાં લખે છે કે–સાધુ લોકોની સોબત છોડી દઇને તમે અમારી સાથે રહો. શ્રીકૃષ્ણ ભગવાન... ... ...

ત્યારે મીરાંબાઈ રાણાજીને કાગળ મોકલે છે તે રાણાજીના હાથમાં આપજો; તેમાં લખે છે કે હે રાણાજી ! તમે રાજપાટ છોડી દઇને સાધુ પુરૂષોની સાથે રહો. શ્રીકૃષ્ણ ભગવાન... ... ૩

ત્યારે રાણાજીએ મીરાંને ઝેરનો પ્યાલો મોકલ્યો, તે મીરાના હાથમાં આપજો; પણ જેને શ્રીકૃષ્ણ ભગવાનની સહાયતા છે તે તેને અમૃત માનીને પી ગયા એવા શ્રીકૃષ્ણ ભગવાન.... ... ૪

એટલે મીરાંજીએ સાંઢવાળાને કહ્યું કે મ રે તો એક સો કોશ દુર જવું છે માટે તારી સાંઢ શણગારીને તૈયાર કરજે. રાણાજીના દેશમાં મારે પાણી પીવાનો પણ દોષ છે, શ્રીકૃષ્ણ ભગવાન.... ...૫

મેવાડ દેશને ડાબી બાજુએ મુકીને મીરાંજી પશ્ચિમ દેશમાં ગયાં એવી રીતે જેમનું મન માયામાંથી દુર થયું છે એવાં મીરાંજી સઘળું છોડી દઇને નીકળ્યાં. શ્રીકૃષ્ણ ભગવાન... ... ... ૬

સાસુ સુષુમણા, સસરો સંતોષ ને આ જગતમાં મારો જગજીવન જેઠ છે, ને નિર્દોષ એ સ્વામી છે. એવા શ્રીકૃષ્ણ ભગવાન...૭

હું જ્યારે ચુંદડી ઓઢું ત્યારે તેમાં રંગ નીકળે, ને તે જુદાજ રંગનું થાય; માટે હું કાળો કામળોજ ઓઢું, જેથી શરીરને બીજો કોઇ ડાઘ લાગે નહીં. એવા શ્રીકૃષ્ણ ભગવાન... ... ... ... ૮

મીરાંજી ભગવાનની વહાલી છે, તે સંત પુરૂષોની સાથે રહેતી, સંત પુરૂષોની સાથેજ તેમને ઘણો સ્નેહ હતો; અને દગલબાજ મા-ણસોથી તેમનું મન વેગળું રહેતું હતું. માટે એવા શ્રીકૃષ્ણ ભગવાન

અમારા પ્રાણથી પણ વહાલા છે ૯

---

## પાઠ ૨૫ મો—સુએઝની નહેર

સંયોગી ભુમિ. } સં૦ઉ૦=યુજ ધા૦જોડાવું×ભુમિ=પૃથ્વી જમીનનાં બભાગ જોડાય છે એવો જમીનનો ભાગ;જમીનના બે મોટા ભાગને જોડનારો જમીનનો નાનો ભાગ

પરવાનગી—રજા

ખુલ્લી મુકાઇ—ઉપયોગમાં લેવાની છુટ આપી.

પરસ્પર—એક બીજાની સાથે     કબુલાત—સરત, કરાર, કરાર

ઘેરી લેવા—આંતરી લેવી, કબજે લેવા.

સુલેહ શાંતિ—આબાદી, શાંત

માલીકી—માલીક પણાનો હક, ધણીપણાનો હક.

એકત્રિત—જુદા જુદા ભાગો મળીને એક થયેલું

સલતન—સામ્રાજ્ય, મોટો રાજ્ય તે સમ્રાટ

હંકારવા—ચલાવવા.

કંટાળો—અપ્રીય લાગવાથી અકળાઇ જવું, મુઝાવું, ત્રાસવું.

રમ્ય—રમણીક; આનંદ ઉપજાવે એવો. સમાયા—એકઠા મળ્યાં, ભેગા થયાં

### પ્રશ્ન.

૧ સુવેઝની નહેર કોણે અને કયારે બંધાવી ?

૨ એ નહેર કેટલા વીસ્તારમાં છે ?

૩ સુવેઝની નહેર બાંધવાથી શા લાભ થયા છે ?

## પાઠ ૩૯ મો. વીરબાળા ગ્રેસ ડાર્લિંગ.

વીરબાળા—બહાદુર છોકરી. પરગણું—તાલુકો મહાલ,
દીપસ્તુંભ—બેટાનો જથો. ટેવાઇ જવું—મહાવરો થવો.
સપડાએલી—આફતમાં આવેલી ધસારાબંધ—જોસબંધ, ઘણા જોરથી
છંટાઇ—હોલવાઇ બુજાઇ. મોજા—પાણીની છોળો.
ક્ષણે ક્ષણે—ઘડીએ ઘડીએ, વારંવાર.
ડોલંરોલા—હાલંહાલા પ્રતિક્ષણે—દરેક વખતે. તેજ વખતે.
ઝંપલાવાની—પડતું નાખવાની. ખાતરી—વિશ્વાસ.
હૃદયવેધક—હૈયું ચીરી નાંખે એવી કીકીયારી—બુમરાણ.

| | |
|---|---|
| આગ્રહ પૂર્વક | આગ્રહથી,આગ્રહ જેમાં પહેલાં છે એવો, આગ્રહથી જેમ તે ક્રિયા થઇ છે તેમ. બહુવ્રીહિ સમાસ છે |

હલેસું—પાણી કાપવાનું હથીયાર અતિ પ્રયાસ—ઘણો પ્રયત્ન
આવજત—સંભાળ, ચ કરી, બરદાસ
શમ્યું=શાંત પડ્યું, બંધ થયું, મટી ગયું ભેટ—બક્ષીસ, ઇનામ
પ્રસિદ્ધ—પ્ર ઉ૦+સિધ ધા૦ પ્રસિદ્ધ થવું=પ્રખ્યાત
પ્રશંસાપત્રો—વખાણના કાગળો વિનીત—વિનયવાળી, વિવેકી

| | |
|---|---|
| પરાક્રમ | परा ઉ૦+क्रम् ધા૦ પગલાં ભરવાં=બહાદુરીનાં કામ એ પાષ્ટ તત પુરૂષ સમાસ છે |

જાન=જીવ અનિષ્ટ—ખોટું નુકસાન

| | |
|---|---|
| પરોપકારવૃત્તિ | पर ઉ૦+उप ઉ૦= कृ ધા૦ કરવું = वृत् ધા૦ વર્તવું ति પ્ર૦=બીજાના ઉપર ઉપકાર કરવાનું મનનું વલણ. મધ્યમ પદલોપી સમાસ છે. |

શૌર્ય—શુરાતન, બહાદુરી સર્વથા—સર્વરીતે

પ્રશંસાપાત્ર—વખાણવા લાયક
ક્ષયરોગનો ભોગ—ક્ષયરોગમાં સપડાઇને મરણ પામી,

| | |
|---|---|
| સાર્થક | સારા કામમાં વપરાયેલું, જીંદગીમાં જે સારાં કામ કરવાના તે કરીને જીવતર વખાણવું તે |

બોધ—ગ્રેસ ડાર્લિંગના ચરીત્ર ઉપરથી બોધ લેવાનો એ છે જે પરાક્રમોથી દુઃખી માણસો દુઃખમાંથી બચે છે, મરતાં માણસોના જીવ બચે છે, નુકસાન થતું અટકે છે, તેજ ખરૂં પરાક્રમ છે. માટે દરેક જણે દયા, પરોપકાર વૃત્તિ અને શાર્ય રાખવાં, એજ વખાણવા લાયક છે. એવા માણસોની કીર્તિ આ જગતમાં અમર રહે છે.

## પાઠ ૪૦ મો.

### હરામનું આવ્યું હરામમાં જાય, ભાગ-૧ લો.

હરામનું—વગર મહેનતનું. દુર્દૈવ—વાંકું નસીબ. દુઃ=ખરાબ=દૈવ=નસીબ
લંબાવે—બાંબોકરે | માળપર—મેડા ઉપર
ગોઠીઆ—સોબતી, ભાઇબંધ. | કાજી—ન્યાય ધિશ.

## પાઠ ૪૧ મો

### હરામનું આવ્યું હરામમાં જાય ભાગ ૨ જો

વેષ—ઢોંગ | આજીજી—કાલાવાલા
કૌતુક—અચંબો, નવાઇ | શઠ—મુર્ખ
ભેદ—મર્મ, છુપી વાત
અભય વચન—જીવને નુકશાન ન થાય એવું વચન.

ખુરી—ખોટી | દાનત–નિષ્ઠા, ચિત્તની વૃત્તિ
કબુલ્યું—હા પાડી | ઇરાદા પૂર્વક–પાકા વિચારથી
હઠીલાઈ–હઠ, જક | અપયશ—અપકીર્તિ.
બહેતર–ખરૂં | જપ્ત–સરકારના કબજે કરવું તે.
દેશનીકાલ–દેશ બહાર કરવો તે, દેશમાં ન રહેવા દેવો તે.

બોધ—વગર મહેનત મેળવેલું ધન પાસે રહી શકતું નથી, તે દરેક રસ્તે ચાલ્યું જાય છે, ખરી મહેનતનો પૈસો જ ટકી શકે છે. માટે હરામનો પૈસો મેળવવાની લાલચ કોઈએ પણ રાખવી નહીં.

---

## પાઠ ૪૨ મો—આજ્ઞાધીનતા.

આજ્ઞાધીનતા– } **આજ્ઞા**=હુકમ+**આધીન**=તાબે=**તા** પ્ર૦ પણું=હુકમને તાબે રહેવું તે, આજ્ઞા પાળવી તે.
પાલાપોષીને–સંભાળીને રક્ષણ કરીને, પોષણ કરીને.
આધીન—તાબામાં.
ઉપનિષદ— | વેદના અંત્યભાગ; જેમાં આત્મા, પરમાત્મા જગતને તેમના પરસ્પર સંબંધનું જ્ઞાન આપ્યું છે તે.
માન્ય કરે છે–કબુલ કરે છે, માને છે, પાળે છે.
ઉલ્લંઘન કરવું–આજ્ઞાથી આડે ચાલવું, આજ્ઞા લોપવી તે
દુભાવે છે–મનને દુઃખી કરે છે | આંતરડી—અંતઃકરણ
વડીલો—મોટાં માણસો | શાશન–શિક્ષા.
તીરસ્કારે–તરછોડે | આનાને—આજ્ઞાને
દીક્ષા– } કોઈપણ પવીત્ર કામ કરવાની યોગ્યતા મેળવવા માટે શરૂઆતમાં વ્રત આચરવું પડે છે તે.

અધીકાર–યોગ્યતા　　　　　શ્રદ્ધાળુ–આસ્થાવાળા.

સંપાદન–सं ઉ૦ पद ધા૦ મેળવવું ×अन પ્ર૦ મેળવવાનો પ્રયત્ન

નિરર્થક–निः–નહિ अर्थ ધા૦ માગ×अक પ્ર૦ નકામો

આડંબરી–ખોટો ડોળ ધારણ કરનાર.

મિથ્યા ભાશી　} मिथ्या–ફોકટ×भाष ધા૦ બોલવું इ પ્ર૦ કામુ બોલનાર; જુઠું બોલનારા.

સભ્યતા–વિવેક　　　　　તોછડાઇ–અવિવેક.

માન–લાગણી　　　　　અમાન્યા—આજ્ઞા

બળવતર–વધારે બળવાન, જોરાવર. સર્વત્ર–સર્વ જગાએ

સ્વચ્છંદી—પોતાની મરજી પ્રમાણે ચાલનાર.

સહીસલામત–જેવા છે તેવા ને તેવા, સાજા તાજા

જાનમાલ—જીવ અને બીજો સરસામાન.

દગલબાજ–ઠગો કરનારા, કપટી.　　　　　ગૌરવ–મોટાઇ

અરાજકતા–અંધેર રાજા ન હોય એવી સ્થિતિ.

બોધ–સર્વેએ મા બાપ, ગુરૂ અને વડીલોની આજ્ઞા પાળવી જોઈએ તેમજ સરકારના કાયદાને માન આપી કાયદા પ્રમાણે વર્તવું જોઇએ, એ દરેક માણુસની ફરજ છે. આ બાબત આજ્ઞા કરનારે પાળી શકાય તેવી જ આજ્ઞા કરવી જોઇએ પોતે પણ આજ્ઞાધીન થઇ સારો દાખલો બેસાડનો જોઇએ. ઉપદેશ કરતાં દાખલો વધારે બળવાન છે એ હંમેશ યાદ રાખવું જોઇએ.



## પાઠ ૪૩ મો. પ્રભાતિયું.

પાછલી—મધ્ય રાત્રી પછીની — ખટ ઘડી—છ ઘડી
નિદ્રા—ઉંઘ — પરહાર—છોડી દઇ, તજી.
સમરવા—યાદ કરવા, સંભાળવા જોગીયા—સંસાર ત્યાગ કર્યો હોય એવા
જોગ સંભાળવા—સમાધિમાં મગ્ન થવું.
ભોગ તજવા—સંસારી ભોગ છોડી ઇશ્વરનું ધ્યાન ધરવું
વેદિયા—વેદ જાણનારા — વૈષ્ણવ—વિષ્ણુના ભક્ત
સુકવિ—સારી કવિતા કરનાર — સદ્‌ગ્રંથ—સારા પુસ્તકો
પતિવ્રતા—એક પતિનાવ્રતવાળી સ્ત્રી — દાતાર—દાન આપનાર
કંથ—ધણી, સ્વામી. — કર્મ—કામ
મર્મ—ભેદ સાર — અવતરે—જન્મે.

જ્યારે પાછલી છ ઘડી રાત રહે, ત્યારે સંત પુરૂષોએ સુઇ રહેવું નહિ, ઉંઘ છોડી દઇને શ્રીહરિનું સ્મરણ કરવું અને પ્રભુ ! તું એક છે એમ કહેવું, જ્યારે પાછલી છ ઘડી રાત રહે.

જોગી પુરૂષોએ સમાધિમાં મગ્ન થવું, અને વૈભવી માણસોએ સંસારના ભોગ છોડી દઇ ઇશ્વરનું ધ્યાન ધારવું.

વેદ જાણનારા માણસોએ વેદ ભણવા બેસવું, અને વિષ્ણુના ભક્તોએ શ્રીકૃષ્ણનું ભજન કરવું જ્યારે પાછલી.

સારી કવિતા કરનાર માણસે સારી કવિતાનાં પુસ્તકો બનાવવાં, દાતા માણસોએ પુણ્યદાન કરવું; વળી એક ધણીના વ્રતવાળી સ્ત્રીએ પોતાના સ્વામીને પુછવું, ને સ્વામી કહે તે મનને વિષે ધારણ કરવું એ સે આજ્ઞા પ્રમાણે વર્તવું. જ્યારે પાછલી છ ઘડી.

આપણે પણ આપણી પોત પોતાની જે ફરજો છે, તે સંભાળવી, જેવાં કામ કરીશું તેવાં તેનાં ફળ થશે, એવો ભેદ વિચારવો, નરસીંહ મહેતાના સ્વામી શ્રીકૃષ્ણ ભગવાનને પ્રીતિમાં સમરતાં પુરૂષો અને સ્ત્રીઓ ફરીથી જન્મ ધારણ કરશે નહિ. માટે જ્યારે પાછલી ૭ ઘડી રાત રહે, ત્યારે સંત પુરૂષોએ સુઈ રહેવું નહિ.

---

## પાઠ ૪૪ મો.

### ભલો ન્યાયાધીશ, ભલો રાજકુમાર, અને ભલો રાજા.

સૈકાને અંતે–સૈકું પુરૂં થતાં  હેન્રિ તરીકે હેન્રિ નામથી.

નાદાન—ન=નહિ×દાન=ડાહ્યા=મુર્ખ. ડાહ્યા નહીં તે.

ક્રૂર–ઘાતકી નિર્દય, જુલમી.

દુરાચારી | દુઃ=ખરાબ+આ ઉ૦ ચર ધા૦ ચાલવું–ઈ પ્ર૦ = ખરાબ વર્તણુકવાળો, ખોટી રીતે ચાલનારો.

કુમાર્ગે | કુ=ખરાબ ખોટો=માર્ગ=રસ્તો=ખોટે માર્ગે, ખોટી રીતે પ્રવર્તી, ચાલી

ભંગ કરવો–કાયદો પાળવો નહિ તે. કાયદા પ્રમાણે ન વર્તવું તે.

અતિપ્રિય–ઘણો વહાલો  ઘોર–જબરો, મોટો ભયકર.

અપરાધ–અપ ઉ૦=રાધ ધા૦ ખોટું કરવું=ગુનો, દોષ, ખોટું કામ.

રાજદ્રોહી—રાજાના સામે પ્રજાને ઉશ્કેરવી તે, બંડ કરવું.

ધ્રષ્ટ—નફ્ફટ, ઉદ્ધત, ઉછાછળું.  આવેશ–જુસ્સો,

સ્તબ્ધ–આશ્ચર્યથી હાલ્યા ચાલ્યા વિનાના, ચિત્ર જેવા સ્થિર.

ગાંભીર્ય–ગંભીરતા, સહનશીલતા,  દબદબો–મરતબો, માન

આડે— વચમાં  મરતબો–ગૌરવ, મોટાઈ.

ન્યુનતા–ઓછાપણું, ઘટાડો  કૃપાદ્રષ્ટિ–મહેરબાનીવાળી નજર.

દુર્વ્યસની — દુઃખ–ખરાબ=વ્યસન=ટેવ+ઈ પ્ર૦ વાળો વ્યસનમાં [illegible] ઉ૦×અસ ધા૦ હોવું=અન્ પ્ર૦ ઈ=ખરાબ ટેવવાળો.

દુચ્છંદી–નઠારી લતમાં પડેલો, દુ–ખરાબ×છંદી–ટેવ લટ, ખો.

ખલેલ–અડચણ, હરકત

પવિત્રતા–ચોખવટ

પ્રતિષ્ઠા–ગૌરવ

કલંક—લાંછન, એબ.

ચહેરો—મોંનો દેખાવ.

આસન—બેઠક.

ઇજા–હરકત, નુકશાન

મક્કમ—ચોકકસ, ડગે નહિ એવા

પ્રતિનિધિ–પ્રધાન, રાજાના તરફથી કામ કરનાર

દુર્વિનય—અનીતિ

આજ્ઞાભંગ–આજ્ઞા લોપવી તે

મુદ્રા— ચહેરો, મોંનો દેખાવ,

નિવેદન—જાહેર ખુલ્લી.

લેશ–જરા, લગીર

ધનિક-પૈસાદાર

નમુનાદાર–નમુના તરીકે ગણવા યેગ્ય.

બોધ—ન્યાયની દ્રષ્ટિમાં રાજાને રંક, ગૃહસ્થ ને ગરીબ, મોટા ને નાના, સર્વ સરખા છે. ન્યાયાધિશ એવા જોઇએ કે રાજકુંવરને શિક્ષા કરતાં મન રગાવ્યું નહિ, રાજકુંવર પણ એવા જોઇએ કે ન્યાયાધિશના હુકમને તાબે થાય.

---

## પાઠ ૪૫ મો–શકુંતલાનું આખ્યાન ભાગ ૧ લો

આખ્યાન–હકીકત, સવીસ્તર હકીકત, વાત, કથા

ચંદ્રવંશી–ચંદ્રના વંશમાં જન્મેલો વંશજ–કુળમાં જન્મેલો.

કંટકવાળું–કાંટાવાળું

ભ્રમર–ભમરો, મધમાખ

ગુંજન–ગણગણ અવાજ.

સૌંદર્ય–શોભા, સુંદરતા.

અગ્નિકાર્ય–અગ્નિપુજા.

તપોવન–ઋષિઓને તપ કરવાનું વન.

આશ્રમ–મુકામ

અધિપતિ–આગેવાન માણુસ, ઉપરી

શોઅશો—અટકશો ઉભા રહેશો    તપસી-સાધ્વી, તપ કરનારી સ્ત્રી.
સ્વાગતે-સન્માન, આદર સત્કાર,    પ્રયોજન-કારણ,
ઉપાસના—સેવા.
કલ્યાણી-ભલુ કરે એવી સ્ત્રી.    વૃતાંત—હકીકત.
આસક્ત-પ્રેમમાં પડેલો, મોહિત    ધર્મજ્ઞ-ધર્મ જાણનાર.
વિરકત-ત્યાગી, સંસાર ઉપરથી મન ઉઠી ગયું છે એવા.
આત્મઘાતી—આત્માને હણનાર, પોતાના કલ્યાણનો વિનાશ કરનાર.
વિઘ્ન—હરકત, અડચણ, ખામી. આકર્ષ્યું—મોહિત કર્યું
ચળીત-ચળેલું, ડગેલું,
ગાંધર્વ લગ્ન-વરકન્યા પોતાની મેળે એક એકને વરી લગ્ન કરે તે.
સ્વીકાર-અંગીકાર, કબુલ કરવું. ભર્તા—સ્વામી, ધણી.
ધર્મમાર્ગ-ધર્મ શાસ્ત્રમાં બતાવેલો રસ્તો.
શરત—કબુલત.    પુરોહિત-ગોર, ધર્મગુરૂ
વિધિપુરસર—શાસ્ત્રમાં બતાવેલી રીત પ્રમાણે.
પદવી-હોદ્દો, રાજ્ય તરીકે મોટાપણું.
છાજે-શોભે.    દબદબો-ઠાઠ.
અભિનંદન આપી—અનુમતિ આપી. જે બન્યું હતું તેને માટે ખુશી બતાવી.

---

## પાઠ ૪૬ મો—શકુંતલાનું આખ્યાન ભાગ ૨ જો

વહીગયાં-વીતી ગયા.    સાંપડયો—જન્મ્યો.
ક્રીડા—રમત.    મુષ્ટિપ્રહાર—મુઠીથી મારવું તે.
સર્વ દમન-બધાંને દમે એવો, બધાને વશ કરે એવો.

લેવાતી ગઇ–કરમાતી ગઇ. વત્સે–પુત્રી.

યુવરાજ–પાટવી કુંવર પૌત્રો–પુત્રીના દીકરો

પટરાણી–મુખ્ય રાણી, પાટવી રાણી.

નમન–નમસ્કાર

દેશવટે–દેશમાંથી બહાર રહેવું તે, પરદેશ ફર્યા કરવું તે

અડપલાં–અટકચાળાં. કંટાળ્યા–કાયર થયા.

પાદ–પગ હિતકારક—ભલું થાય એવાં

આરાધન—પુજન. ઉલટી=અવળી

ચિરકાળ—લાંબી મુદત યુક્ત–લાયક, યોગ્ય

અનુજ્ઞા—રજા વિલંબ—વાર

અજ્ઞાન–સમજ અનિષ્ટ ખોટું, ઇચ્છા યોગ્ય નહિ તે

વદી—બોલી અસત્ય–જુઠું

પીગળ્યું–નરમ થયું સમાગમ–મેળાપ

પ્રતિપાલન કરો–પાળો, તે પ્રમાણે વર્તો.

આકાશવાણી–બોલનાર દેખાય નહિ એવી આકાશમાં થતી વાણી.

આખ્યાન—જેમાં કથા કહેલી હોય તે

સુપ્રસિદ્ધ–સારી રીતે જાણીતું થયેલું.

---

## પાઠ ૪૭ મો. अनंत वात्सल्य.

અનંત–અત્યંત બહુજ—અથાગ

વાત્સલ્ય–પ્રેમ वत्सल ઉપરથી ભાવ વાચક નામ છે.

માનેલું–ધારેલું; નક્કી કરેલું ખોયા–ગુમાવ્યા; અળગા કર્યા

દુર્બલ—दुः÷ बल=બળ વગરનો; દુબળો
દીન—ગરીબ; રાંક. નિરાશ—આશા વગરનો; દુબળો निः=आश.
રોયા—રડયા બળેલો-ચિંતાથી બળતો; કઢાયા વાળો
પંક નિમગ્ન—पंक=કાદવ×निमग्न=ડુબેલો—કાદવમાં ડુબેલો.
ચરણો—પગ, ધોયા—સાફ કર્યા; સ્વચ્છ કર્યા,
જખમો—ઘા; દુઃખ રૂપી ઘા. જુના- પહેલાંના
લેપ લગાડીને—પ્રેમ રૂપી દવા ચોપડીને. લોયા--મટાડયા, રૂઝવ્યા.

અર્થ—હે પ્રભુ પિતા! આવો પ્રેમ બતાવનાર તો મેં તમનેજ જોયા. મેં તો એમ ધારેલું કે તમે મારાથી વેગળા રહ્યા છો, પણ હે પ્રભુ પિતા! આવો પ્રેમ બતાવનાર તો મેં તમનેજ જોયા.

દુબળો, ગરીબ, આશા રહિત અને ચિંતાથી બળાપો કરનારાઓને તમે વેગળેથી જોઇનેજ રડો છો દયા લાવો છો! એવા હે પ્રભુ પિતા! આવો પ્રેમ બતાવનાર તો મેં તમનેજ જોયા.

જે અમારા ચરણો કાદવમાં ડુબેલા હતા. એટલે પાપમાં ડુબેલા હતા, તેને તેં પોતે દયાવડે ધોઇને સ્વચ્છ કર્યા એવા હે પ્રભુ પિતા! આવો પ્રેમ બતાવનાર તો મેં તમનેજ જોયા.

અમારા પહેલાંના જે દુઃખ રૂપી ઘા હતા, તેને ચોકખા કરી પ્રેમ રૂપી દવા લગાડીને મટાડયા. એવા હે પ્રભુ પિતા! આવો પ્રેમ બતાવનાર તો મેં તમનેજ જોયા.

મેં તો એમ ધારેલું કે તમે મારાથી વેગળા રહ્યા છો, પણ હે પ્રભુ પિતા! આવો પ્રેમ બતાવનાર તો મેં તમનેજ જોયા.

હે પ્રભુ પિતા! આ વાતો મેં આપનેજ જોયા! આવો પ્રેમ બતાવનાર તો મેં તમનેજ આવા જોયા.



## પાઠ ૪૮ મો. બગદાદનો વેપારી અલી કોગીઆ, ભાગ ૧ લો.

સાધારણ—વચલા વાંગાનો મધ્યમ.
અતિસંપતિમાન—અતિ=વધારે=સંપતિ,=દોલત=માનવાળો=ધણી દોલતવાળો.
અતિ દ્રવ્યહીન—અતી=વધારે × દ્રવ્ય=પૈસા÷હીન=વગર=પઇસા=વગરનો ઘણો ગરીબ.
ગુજારતો=ગાળતો, નભાવતો.
હજ—જાત્રા.
યથાશક્તિ=યથ=જે પ્રમાણે× શક્તિ=મજું=પ્રમાણે
મુંઝવણ—ગુંચવણ, વીચાર ગોટાવો તે.
સોના મહોર-સોનાના શીક્કા.
સંઘરાશે—રાખી મુકાશે, રખાશે.
કાફલો—ટોળું
ધાર્મીક—ધર્મ શાસ્ત્રમાં બતાવેલી
ફરજ—ધર્મ, કામ
અદા કરી—પુરી કરી.
પ્રવાસ—મુસાફરી

---

## પાઠ ૪૯ મો.

## બગદાદનો વેપારી અલી કોગીઆ—ભાગ ૨ જો.

સ્થળે—જગાએ.
ગપાટા—ખરીખોટી વાતો,
ગાંડે—તપ કરે
અપ્રમાણીક—ખોટું નીતીથી ઉલટું.
નીચ—હલકું, પાપી.
સુમારે—આશરે
મુસાફરખાનું—મુસાફરોને ઉતરવાની જગા, ધર્મશાળા.
હર્ષઘેલો—આનંદથી ગાંડા જેવો થયેલો.
તસ્દી—મહેનત.
અવઘડ—મુશીબત, અડચણ
કોઠાર—અનાજ વગેરે સરસામાન રાખવાની જગા,
ખોલી-ઉઘાડી,

---

## પાઠ ૫૦ મો.

## બગદાદનો વેપારી અલિ કોગીઆ ભાગ ૩ જો.

સ્તબ્ધ—અચંબાથી સ્થિર થઇ જવું તે,

નિસાસો—નિ:શ્વાસ — અનુકુળતા—અનુકુળ વખત, ફાવતો વખત

ટાઢક—શાંતી. — માન્યું—કબુલ કર્યું

યુક્તિ પ્રયુક્તિ—તદબીર, કરામત, ઇલાજ, હિકમત, ચાલાક, ખુબી

વિશ્વાસઘાત—વિશ્વાસને તોડવો. વિશ્વાસમાં વિ ઉ૦×શ્વસ્ ધા૦ શ્વાસ લેવો×ઘાતમાં હન્ ધા૦ મારવું

ફજેતી—ગેર આબરૂ — શાખ—આબરૂ.

ધક્કો—નુકશાન — થાપણ—અનામત મુકેલી રકમ.

ધવળ—ગુન્હામાંથી મુક્ત થવાનો રસ્તો

બિનગુનેગાર—અપરાધ વગરનો — ઠેરવી—ઠરાવી

---

## પાઠ ૫૧ મો.

## બગદાદનો વેપારી અલિકોગીઆ ભાગ ૪ થો.

ખલીફા—મુસલમાન ધર્મગુરુ. — હારે—પાછો પડે.

ચુકાદો—ફેંસલો ન્યાય.

કસુર—ભુલ, ચુક — તહોમત—આરોપ, આળ.

વ્યંઢળ—નહિ પુરુષ કે નહિ સ્ત્રી, હીજડો, નપુંષક પુરૂષ.

નગર ચર્યા—ગામમાં શી વાત થાય છે, તે જાણવા છુપે વેષે નીકળવું તે.

ચાંદની—અજવાળી રાત્રી — સમક્ષ—નજર આગળ.

રજુ કરો—હાજર કરો, ખડો કરો  લગતી—અનુસરતી, મળતી, આળતી
ચર્ચાતી—વાતો થતી  વેષધારી—વેષ ધારણ કર્યો છે એવા.
બક્ષીસ—ઇનામમાં

બોધ-વિશ્વાસઘાત કરવો એ ઘણુંજ ખોટું છે વિશ્વાસઘાત કરનારને આવી કોગિઆના મિત્રની પેઠે સહન કરવું પડેછે. મિત્ર થઇને વિશ્વાસ ઘાત કર્યો તેથી મિત્રદ્રોહી ગણાયો; તેથી તેનાપરથી જગતના સર્વ લોકને વિશ્વાસ ઉડી ગયો, ને છેવટે ફાંસીની શિક્ષા પામ્યો, વિશ્વાસથી સોંપેલી રકમ ચોકખા દિલથી જાળવીને તેની જ્યારે આવે ત્યારે તેને પાછી સોંપવી એજ ખરો ધર્મ છે વિશ્વાસથી સોંપેલું કામ ચોકખા દિલથી કરવું જોઇએ.

ન્યાયાધીશ એવા જોઇએ કે દરેક કામમાં બારીકાઇથી ઉંડો તપાસ કરવો જોઇએ. ઉપરચોટીઆ તપાસથી ખરી હકીકત મળી આવતી નથી. સોગન ખવડાવી ખરૂં શોધવાની રીત સારી નથી, કારણ કે લોભી માણસો જુઠ્ઠાઇ કરવામાં પાછા પડતા નથી તો સોગન ખાવામાં શી રીતે મન પાછું પડે? જે ખોટું કામ કરે છે તે કોઇ પણ ખોટાઇ કરવાને અચકાતો નથી માટે કોઇએ વિશ્વાસઘાત કરવો નહિ, મિત્ર દ્રોહી થવું નહી. ને દરેક વાતમાં બારીકાઇથી તપાસ કરવો.

---

## પાઠ પર મો—સંતનું સ્વરૂપ.

સંત—સાધુ પુરૂષ  સ્વરૂપ—ગુણ
દાસના દાસ—સેવકના પણ સેવક
કલ્પવૃક્ષ—આપણી જે ઇચ્છા થાય તે આપે એવું સ્વર્ગનું વૃક્ષ.
દાળિદ્ર—ગરીબાઇ, નિર્ધનતા  ઉભુ રહ્યું—કાયમ રહ્યું, ગયું નહિ
વહિએ—કરીએ.  શીદ—શા માટે

પંડયા—ગુરૂ, વિદ્યા આપનાર, ભણાવનાર
વળાવો—લુંટારા લોકથી રક્ષણ કરનાર
નામ અનામ-પ્રભુ નામ એ ખરૂં નામ છે, બીજા બધાં નામ ખોટાંછે
નરવો—નર્યા, કેવળ. બાંધણી—સરત, કરાર, કબુલાત.

જે મનને શાંતી પમાડે તેનેજ ખરો સંત પુરૂષ કહેવો ને તેના સેવકના પણ સેવક થઈને રહેવું માટે હે ભાઇ! જે મનને શાંતિ... ૧

આપણી ઇચ્છા પ્રમાણે મળી શકે એવા ઝાડની સેવા કરવા છતાં ગરીબાઇ તો કાયમ રહી ત્યારે એની સેવા શા માટે કરવી? હે ભાઇ ૨

જ્યારે રોજ રાજાની નોકરી કરવાની છે, તો બીજાઓની વેઠ શા માટે કરવી? હે ભાઇ...... ૩

વિદ્યા ભણવા ગુરૂ પાસે ગયા ને તેમને વિદ્યાનું ખરૂં રહસ્ય શીખવ્યું નહિ તો પછી ગુરૂજીનો માર શા માટે ખાવો? હે ભાઇ! ૪

રસ્તે જતાં આપણું રક્ષણ કરવા સારૂ વળાવીઓ લઇએ અને જ્યારે લુંટારા લોકો લુંટીલે, ત્યારે વળાવા સાથે શામાટે જવું? હે ભાઇ ૫

વૈદ્યની દવા ખાઇએ અને તેમ છતા રાગતો કાયમજ રહે ત્યારે તેવા વૈદ્યની દવા શા માટે ખાવી જોઇએ? હે ભાઇ......... ૬

કોઇ આપણને વિશ્વાસ આપીને તેને ઘેર તેડી જાય ને પછી આપણું માથું કપાય ત્યારે તેને ઘેર શા માટે જવું જોઇએ? હે ભઈ ૭

પ્રભુનું નામ એજ ખરૂં નામ છે બીજાં બધાં નામ ખોટાં છે, એવું સાચા ગુરૂએ બતાવ્યું છે; તેજ નામ મારા હયામાં ચોટયું છે. હે ભાઇ ૮

બાપુ સાહેબ ગાયકવાડ કહે છે કે—તેની (તે પ્રભુની) કાયા તો કેવળ સ્નેહ રૂપ છે; અમે એવા પ્રભુને લઇનેજ રહીએ. હે ભાઇ... ૯



## પાઠ ૫૩ મો–પરોપકારી હાવર્ડ—ભાગ ૧ લો.

વિભુતિઓ–ઐશ્વર્ય, સંપતી

સજ્જન–સત×જન–માં जा ધા૦ નીપજવું–સારા માણસ

દુર્જન–દુઃ=ખરાબ×જન×માણસ=નઠારા માણસ

સ્વાર્થ–સ્વ=પોતાનું+अर्थ ધા૦ માગવું=પોતાનું મતલબ

સાધવાને=પાર પાડવાને

હાંસલ કરવા–પાર પાડવા, પુરી કરવા

દ્રવ્ય સંપતિ | દ્રવ્યના द्रव ધા૦ ઝરપવું, ભીનાવું+ਸ਼ੀ ઉ૦ पद ધા૦ નિપજવું×ति પ્ર૦ પૈસાનું બળ ઘણો પૈસો હોય તે.

એશઆરામ–મોજમઝા, વૈભવ

તુચ્છકારવા–તિરસ્કારવા, નિંદવા મુક્ત કરવાનો છોડવવાને

જનસમુદાય–માણસનો જથો, જનમંડળ

પશુવૃતિ–પશુના જેવું આચરણ. પ્રોયોજવી–વાપરવી કામમાં લેવી

પારમાર્થિક–પારકાના ભલા માટે (ઉપયોગ કરવો.

કર્તવ્ય- કામ

રક્ષક–रक्ष ધા૦ રક્ષણ કરવું×अक પ્ર૦કરનાર=દેખરેખ રાખનાર, ઉપરી

ન્યાયી–नि ઉ૦+નીચે अय ધા૦ જવું × ई પ્ર૦ વધારે ઉંડું જેનાર ઇંનસાફ કરનાર.

આરોગ્ય–आ ઉ૦×रुज ધા૦ સુખ પામવું=સુખી, રોગ વગરનો

વ્યવસ્થા- वि ઉ૦=अव ઉ૦=स्था ધા૦ ઉભા રહેવું=ગોઠવણુ.

ગુથાય—વળગે, રોકાય

પરોપકારવૃતિ–પારકાનું ભલું કરવાનું મનનું વલણ.

નિર્દયતા—નિ=નહિ+दय=દયા×ता=પણું=દયા વગરનું-દયાપણું નથી તે, ક્રૂરતા.
ભગીરથ-બહુ મોટું; મહાભારત, ભગીરથ રાજાએ ગંગા નદીને શિવના મસ્તકમાંથી પૃથ્વીપર લાવવાનું ભારે કામ કર્યું તેવું
અર્પણ કર્યું--સોંપી દીધું
પદવી-હોદ્દો,
ગોઠવ્યા-પુર્યા.
મુલાકાત લેવી-જાતે મળીને તપાસ કરવી તે
નમુનાદાર-દાખલો લેવા લાયક નમુના તરીકે રાખવા લાયક,
ગર્વિષ્ઠ-અભિમાની
લેશમાત્ર-જરાપણ.
પૃથ્વીથી અધર—અકકડ ચાલતું તે, મિજાજમાં ચાલવું તે
કર્તવ્યનિષ્ટા-પોતાને કરવાના કામમાં અને પોતાની ફરજોમાં મચ્યા રહેવું
સુલક્ષ્ણ-વિવેક
શેરિફ-પરગણાનો મુખ્ય અમલદાર
જાગ્રત-બુદ્ધિવાળા જાણીતા
નિવાસ સ્થાન-રહેવાનું ઠેકાણું
ઝંપલાવ્યો-નીડર થઇ રહ્યો, બીક રાખ્યા વગર કામ કરવું
અનુકરણીય,—દાખલો-લેવા લાયક.
નિરાભિમાની-નિ=નહિ+अभि ઉ૦ मन ધા૦ અભિમાનકરવું=અભિમાન વગરનું અભિમાનથી મુક્ત થયેલું.

---

## પાઠ ૫૪ મો. પરોપકારી હાવર્ડ ભાગ ૨ જો.

નાના પ્રસંગો-હલકાં કામે
સંસ્કાર-છાપ.
ખેદ-દુઃખ, પ્રશ્ચાતાપ
સમારકામ- સુધારવાનું, દુરસ્તીનું કામ
યતકિંચિત-થોડા પણ,
આશય-અભિપ્રાય, હેતુ, ઈરાદો, મતલબ.

સમગ્ર—બધું. મનોબળ-મનનું બળ મનની શક્તિ
નિમંત્રણ—તેડું. જલસો—મેળાવડો.
આસક્ત—લીન થવું તે મોહિત થવું.
એકાગ્રચિત. } જે કામ કરતા હોઇએ તેમાંજ મન લાગાડવું તે, મનને બીજાં કામમાં ડગવા દેવું નહિ તે.
ખાસીયત—ગુણ. વિગત—હકીકત.
વિનીત વિવેકી.
સ્મારક—યાદગીરી માટે કાંઇ પણ કાર્ય કરવું તે.
ધુન—લગની.
સિદ્ધાંત-સિદ્ધ થયેલી, સાબીત થયેલી વાત ખરો મત.
અનુભવસિદ્ધ—અનુભવથી સાબીત થયેલું.
સખ્ત—આકરો, ન પાળી શકાય એવો, મુશ્કેલીવાળો.
દુરઅંદેશી—ભવિષ્યમાં કલ્યાણ કરનાર ભવિષ્યમાં ભલું થવાના.
લંગડી-અધુરી, ખામી વાળી.
વિવેક—ખરૂં ખોટું પારખવાની શક્તિ.

**બોધ**—પરોપકાર એ સઘળાં સદ્‌ગુણોમાં શ્રેષ્ટ છે. આ ગુણ રાખવાની સઘળાને જરૂર છે પરોપકાર માટે શારીરિક બળ અને બુદ્ધિબળની જરૂર છે. શારીરિક બળ નિર્બળને પીડામાંથી મુક્ત કરવા માટે અને બુદ્ધિ બળ બીજાને કેળવીને સુમાર્ગે ચઢાલવાને માટે છે, પરોપકારની કેટલી જરૂર છે ને એથી શું લાભ થાય છે તે પરોપકારી હાવર્ડના ચરિત્ર ઉપરથી સમજાય છે.

## પાઠ ૫૫ મો.

## કબીરના જીવનના કેટલાક પ્રસંગો.

ભક્તરાજ—ભક્તોમાં મુખ્ય, મોટો ભક્ત.
ચોકકસ—ખાત્રીલાયક, વિશ્વાસવાળું.
વણકર—લુગડાં વણનાર.
આત્મજ્ઞાની—જેને આત્માનું જ્ઞાન છે એવો, આત્મા સંબંધી જાણનાર
અસાર— સાર વિનાની, જુઠી,
ક્ષણિક—ક્ષણવાર પહોંચે એવી, નાશ પામે એવી, નાશવંત.
કામના—ઇચ્છા, ઉમેદ, હોંસ.
અસ્થિર—સ્થિરતા વગરનું, ડગુમગુ, ડોલતું,
સિદ્ધ થશે—પાર પડશે, પુરી થશે,
પાદસ્પર્શ—પાદ=પગસ્પૃશ ધા× અડકવું=પગનું અડકવું,
ગુરૂમંત્ર—ગુરુએ આપેલો મંત્ર
સ્તુતી—સ્તુ ધા વખાણવું તિ પ્ર૦=વખાણ.
વિદિત—જાહેર ઉઘાડું, ખુલ્લું. સર્વત્ર—બધે, સર્વ જગાએ,
કીર્તન કરવું—ગાયન સાથે કથા કરવી
ગુરૂપદ—ગુરૂની પદવી, અધમ—નીચ,
નિંદાનું પાત્ર—નિંદા થવાને યોગ્ય, ક્રૂધ—ગુસ્સે,
સાત્વિકવૃતિ—જ્ઞાન સદગુણી સ્વભાવ શાંતિ,
અંતર્યામી—હૃદયમાં રહેલો ઇશ્વર,
માર્ગદર્શક—માર્ગ=રસ્તોદર્શક=દેખાડનાર=રસ્તો બતાવનાર,
માન્ય થાય—કબુલ થાય, જીજ્ઞાસુ—જ્ઞાન મેળવવાનું ઇચ્છનાર

વિરકત-વિરાગી ત્યાગી, સંસાર ઉપરથી મન ઉઠી ગયું હોય એવો
ખિન્ન-દિલગીર દુઃખી
ઉપાધિ-ખટપટ, સંસારમાંથી મુકત થવામાં અડચણ રુપ

**પ્રશ્ન**

૧ કબીર ભકત કોને કોને માનનારા હતા ?

૨ કબીર ભકતે શી રીતે ગુરુ કર્યો ?

૩ કબીર ભકત મુળ કઇ જ્ઞાતીના હતાં ?



## પાઠ ૫૬ મો. ઇશ્વર આગળ સહુ સમાન.

ન જાણુશો અમે મોટા-અમે મોટા પુરુષ છીએ એમ ન જાણુશો
**કાચી**-નાશવંત, ક્ષણીક કાયા—શરીર,
ધુળ મળી જશે-માટી ભેગી માટી થઇ જશે
**કાળની ફાંસી**-યમરાજાના ફાંસામાં પકડાઇશ,
**મુમની**-મલમલ ઓટા-ઓટલા, દેવડી,
સતનામ-સારાં કામને લીધે જેનું સારૂં નામ છે તે.

**અમે** તે મોટા પુરુષ છીએ એમ તમે જાણુશો નહિ, તમે વિચારી જુઓ તો અમે મો । પુરુષ છીએ એમ જાણુશો નહિ.

તારું શરીર ક્ષણીક-નાશવંત છે, તે જેમ દારૂના ટોપા ફુટે છે એટલે તેનો નાશ થઇ જાય છે, તેમ તારૂં શરીર માટીમાં મળી જશે;

ઘડો, ગાગર લોટા સર્વે એકજ માટીનાં બનાવેલાં છે, તમે વિચારી જુઓ તો.

તમે ગજીઆણી, મલમલ ને દોટી પહેરો, ઝીણા સાલના જોટા ઓઢો કે પછી ટકાની ગજ પ્રમાણે મળતી ખાદી પહેરો, તો પણ છેવટે સર્વ બળીને ખાખ થવાનું છે. માટે તમે વિચારી જુઓ તો.

તમે હરીની ભક્તિ નહી કરો તો જમ રાજા તમને ફાંસામાં પકડી સોટા મારશે. આ ઉંચ સ્થિતિનો છે, આ નીચ સ્થિતિનો છે એ બધો માયનો ખેલ છે; કારણ કે જે ઉંચ સ્થિતિનો છે તે ચટીકમાં નીચ સ્થિતિમાં આવી જાય છે, ને જે નીચ સ્થિતિમાં હોય છે તે ઉંચી સ્થિતિમાં આવી જાય છે, તે પાણીના પરપોટાના જેવા ક્ષણિક છે, માટે તમે વિચારી જુઓ તો.

રાજા હશે કે ગરીબ હશે તે સર્વે પૃથ્વી-માટી ભેગા મળી જશે એટલે પૃથ્વીમાં દટાશે પછી તેના ઉપર ઓટલા ચણાશે, બાપુ સાહેબ ગાયકવાડ કહે છે કે-સારાં કામો લીધે જેનું સારૂં નામ છે તેજ મોટા છે પરમેશ્વરની ભક્તિ વગર સર્વે ખોટા છે માટે વિચારી જુઓ તો અમે મોટા પુરુષ છીએ એમ જાણશો નહિ.

---

## પાઠ ૫૭ મો કોડી.

બેડોળ-ઘાટ વગરનું. કદ્રુપુ-ખોટા દેખાવનું.

બખ્શિશ { ખુશી થઇ કોઇને કાંઇ આપવું તે. ભેટ, પારિતોષિક, પ્રસન્નતાની ભેટ, કદર કરી કંઇ આપવું તે.

સ્નાયુ-માંસના તંતુ, હાડકાંને માંસના રેસા જે તંતુવડે વળગેલા રહે છે તે.

સમતોલપણું-સરખાપણું ન્યુનતા-ઓછાપણું.

પ્રબળ-જોરાવર. ગંધ પારખવાની-વાસ લેવાની.

નજર—દ્રષ્ટિ.
તીણું—પાતળી અણીવાળું.
વેગ—ગતિ; ઝડપ.
ફાડી—ચીરો પાડી.
ભેદીશકે છે—દાખલ થાય છે, શરીરમાં પેશી શકે છે.
ઉપલાણે—પાણી આવવાના માર્ગ તરફ.
પત ન કર્યો—ગણકાર્યો નહિ, માન્ય કર્યું નહિ,
મુશીબતે—પરાણે મુશ્કેલીથી.
સુકુમાર—કોમળ
ખુબી—ખેલ, મઝા.
ન્યારી—જુદી
ચેતવણી—જાણ, ખબર.

## પ્રશ્ન

૧ ગેંડીનું શરીર શાથી કઠ્ઠણું જણાય છે?
૨ ગેંડીની કઇ ઇંદ્રિય નબળી છે?
૩ તેની કયી ઇંદ્રિઓ પ્રબળ છે?
૪ ગેંડીના શરીરનું વર્ણન કરો?
૫ ગેંડીના ચામડાનો ઉપયોગ કહો?
૬ ગેંડી પોતાનું રક્ષણ શી રીતે કરે છે?

---

## પાઠ ૫૮ મો. ચંદ્રહાસ આખ્યાન—ભાગ ૧ લો.

સંતાન—છોકરુ
ધાવ—ધવરાવીને મોટો કરનાર સ્ત્રી
સર્પ—સાપ
ડંસવાથી—ડંસમારવાથી કરડવાથી,
નિરાધાર—નિ=નહિ+આધાર=આશરો=આશરા વગરની.
શાલિગ્રામ—ગોળ, કાળો છિદ્રવાળો પત્થર વિષ્ણું તરીકે પુજાય છે તે.
વિધિ—વિધાત્રી, લેખ લખનારી દેવી.

નિમિત નકકી, નિર્માણ. ઝાળ—રીસ ક્રોધ.
હણવાનું—મારવાનું. મૃત મૃગ—મરણ પામેલો હરણ
નેત્ર—આંખો ભાખ્યું—કહ્યું.
વાંઝિયાં બાર ઉઘડયાં—વાંઝિયાંપણાનાં બારણાં ખુલ્લાં થાય. વાંઝિયા-
પણું મટી ગયું,
વદન—મોઢું. હાસ્ય કરતું—હસતું હોય એવું, હસતા
ચારું—સારું. સોમ સરખું—ચંદ્રમાના જેવું મોઢાવાળુ
સોમ કળા પ્રકાશ—ચંદ્રમા પુરેપુરી કળાથી ખીલ્યો હોય એવો
ધાર્યું=રાખ્યું, ધારણ કરાવ્યું.

---

## પાઠ ૫૮ મો. ચંદ્રહાસ આખ્યાન-ભાગ ૨ જો

પરખાવ્યું નથી—આપ્યું નથી. બંદીજન—ભાટ લોક,
ઉપસ્થિત—ઉત્પન્ન ઉપ= પાસે × સ્થિત ન = ઉભો રહેલો =પાસે
આવીને ઉભો રહેલો.
સંદેહ—વહેમ. સત્કાર—આદર, સનમાન.
ભરોસાદાર—વિશ્વાસ કરવા યોગ્ય, મુઝાઓ છો—ગભરાઓ છો, અકળાઓ છો
સકળ—બધા શિરોમણી—માથાના મુગટ
ઘણેરૂં—બહુ, અતિશય
કિંકર—સેવક કાલા—અણસમજુ, નાદાન
ઘરસુત્ર—ઘર ગામ વગેરેનું ઠેકાણું મુહૂર્ત માત્રમાં, જોત જોતામાં
કાંતિ—સ્વરૂપ. મોહીત થઇ-મોહ પામી.
હસ્તાક્ષર—હાથના લખેલા અક્ષર.

## પાઠ મો ચંદ્રહાસ—આખ્યાન ભાગ ૩ જો

વશે-દશા, સ્થિતિ. ગુણમાન-ગુણનાં વખાણ

રાજ્ય ભવન-રાજાને રહેવાનું ઘર, રાજ મહેલ.
ઉશ્કેરાઇ ગયો-ચીડાઇ ગયો, ગુસ્સે થયો
સાન-ઇશારત, પાટુ-પગની લાતો,
મુષ્ટિદાન-મુક્કીઓ મારવી તે. મૃદંગ—પખાજ, ઢોલકી, નરઘું.
ફોડયાં-ભાગ્યાં,
ભેર, નફેરી-એક જાતનું વાજું ભુંગળ વગેરે
તાલ—કડતાળાં કાંસી—ઝાંઝલીકાં,
તરભાણી-ત્રાંબાનો મોટો વાડકો.
ઝોળીઓ—બ્રાહ્મણને ખભે ભેરવવાની ઝોરીઓ,
દુષ્ટમાન-દુષ્ટમાન, રાજા બુધાનં-મારનાં,
ફસક્યો-બગડયો. ખારીલા-દ્વેષવાળા,
મારા-મારી નાખનારા માણસો ચંડાળ,
સમીપ—પાસે નજીક પ્રધાન સુત—પ્રધાનનો છોકરો.
રાતો રાત-રાતમાંને રાતમાંજ યુવક—જુવાન પુરુષ
અફસોસ-દિલગીર, હૃદયવેધક-હૃદયને વિંધી નાંખે એવો.
આઘાત-મનની લાગણી અરક્ષિત—રક્ષણ વગરનું,
સુરક્ષિત—સારી રીતે રક્ષણ પામેલું.
દૈવતાર્યું-નસીબ વડે પાર ઉતરેલું.
દૈવમાર્યું-નસીબમાં મરવાનું નક્કી થયેલું.
અનાથ—ધણી વગરનુ, રક્ષણ વગરનું.

અમે-પ્રયત્નથી　　　　　　　　બચેલો-ઉગરેલો,

**બોધ**—દુનીઆમાં જે નિરાધાર હોય છે, તે દેવથી પણ રક્ષાય છે તેને કોઇ ઇજા કરી શકતું નથી. જે ખાડો ખોદે છે તેજ પડે છે એટલે જે બીજાનું અહિત ઇચ્છે, તેનું પોતાનુંજ અહિત થાય છે પોતાનો ખાર પોતાનેજ ખાય છે, માટે કોઇના ઉપર દ્વેષ કરવો નહિ તેમજ સામાનું અહિત ઇચ્છવું નહિ.

---

## પાઠ ૬૨ મો—ઉત્તરાનું સ્વપ્નું.

લાધ્યું-આવ્યું,　　　　　　　　કાલજ-કાળજું,

માવડી-મા, માતા એ પ્રીતિવાચક શબ્દ છે,

કૌતુક—નવાઇ જેવી.

ઉત્પાત—મોટી વિપત્તિ, મોટો નાશકારક બનાવ

ચેળો-મનના વિચારોની જે વારંવાર ગડભાંગ થવી તે ઉતાપો ગભરાટ જિજ્ઞાસા, ચિંતા, ફીકર,

એળે-મિથ્યા, ફોકટ, નકામો,　　　　સોહેલો—ફેડ, ઓળીઓ, હાંસ.

કર્મડાં-નસીબ,　　　　　　　　નિપુણું—બન્યું, નીપજ્યું.

નઠારો-નઠારૂં પરીણામ,

જોબન—જુવાની, યુવાવસ્થા,　　　　સીચી-રેડી, થઇ,

આદર-ભાવ.　　　　　　　　ભોગી-ભોગવનાર

કાજળવોણી-મેશ આંજ્યા વગરની,

માથ-માથુ　　　　　　　　નલવટ-કપાળ,

ચાંદલો-ચાલ્લો,　　　　　　　　વોહોણા-વિનાના,

શ્યામ—કાળા રંગનું
જાયો—જન્મ આપેલો તે પુત્ર
ખાંડો—ખંડિત થએલો, કોરાણેથી ભાંગેલો, ઘવાએલો
સુર—સુરા પુરૂષ બહાદુર અભિમન્યું,
પુર—પુરેપુરો બધો,
ખોડ અડચણ—આફત.
સંસપ્તક—કૌરવોના લશ્કરનો એક ભાગ.

દક્ષિણ પંથ—દક્ષિણ દિશાનો રસ્તો,
કોડ=ઘણાજ; બહુ.
આણુ=તેડું,
જામાઇ=જમાઇ

ઉતરા કુંવરી કહે છે કે મને સ્વપ્નું આવ્યું તેથી મારું હૃદય પણ દબાયું, તેથી મારૂં કાળજુ ખવાયું, એવું મને સ્વપ્નું આવ્યું. તેથી ઉતરા થરથર ધ્રુજવા લાગી.

હે મારી સુદેષ્ણા માતા ! મેં એક નવાઇ જેવી વાત જોઇ સ્વપ્નાને વિષે મેં એવું જોયું જે મોટો વિનાશકારક બનાવ બનશે, એવું મને સ્વપ્નું આવ્યું. ૨

હે મારી માતા ! હું શું કરૂં ? મને મારા હૃદયમાં ઘણો ગભરાટ થયો એવો કે મારુ જીવતર નકામું ગયું; અને મારા કોડ કાંઇ પણ પહોંચ્યા નહિ, એવું મને સ્વપ્નું આવ્યું. ૩

મારાં નસીબને ધિક્કાર છે કે નઠારૂં પરીણામ નીપજ્યું. જેમ જંગલમાંનાં મીઠાં બોર નકામાં છે તેમ મારી જુવાની નકામી ગઇ છે. એવું મને સ્વપ્નું આવ્યું. ૪

માળી પોતા બાગમાં ઘણાભાવથી પાણી પાઇને વેલીઓ ઉછેરે છે તેનાં પુષ્પની કળી ફુટે છે ત્યારે તેનો ભોગી ભોગવનારો તેને મુકીને ચાલ્યો જાય છે. એવું મને સ્વપ્નું આવ્યું.

સ્વપનામાં મારી આંખો મેંશ આંજ્યા વગરની જણાઇ, અને વાળ વગરનું માથું જણાયું; મારા કપાળે ચાંલ્લો પણ નથી; અને મારા હાથ ચુડા વગરના જણાયા, એવું મને સ્વપ્નું આવ્યું. ૬

સ્વપ્નામાં જાણે હું ને મારા સ્વામી એમ અમે બે જણાં ઉંટ ઉપર બેઠાં અને, અકેકું કાળું લુંગડું ઓઢીને પુર્વ દિશાથી દક્ષિણ દિશાને રસ્તે ચાલ્યા એવું મને સ્વપ્નું આવ્યું. ૭

લોઢાના વાસણમાં ખીર પીરસેલી હોય, અને તેમાં તેલની ધાર પડતી હોય, એવી રીતે સુભદ્રાના પુત્ર અભિમાન્યુને મેં જમતાં જોયો, તેને કોટે કરેણનો હાર હતો એવું મને સ્વપ્નું આવ્યું. ૮

મારા કપાળનો ચાંલ્લો પૃથ્વી ઉપર પડી ગયો, ને સુર પુરૂષ અભિમન્યુને મેં ખાડો-ચવાએલો દીઠો, વળી સરોવર લોહીથી ભરેલાં જોયાં, ને બધો સમુદ્ર સુકો-પાણી વગરનો જોયો. એવું-મને સ્વપ્નું આવ્યું. ૯

હે મારી માતા ! એવું નવાઇ જેવું મેં જોયું એ બધું શું હશે? ત્યારે માતા સુદેષ્ણા બોલ્યાં કે;-કાંઇ જમાઇને માથે આફત હોવી જોઇએ. એવું મને સ્વપ્નું આવ્યું. ૧૦

જે વખતે એવી વાત કરે છે, એવામાં બહાર તેડવાને માટે આવ્યું. રાયકો રાણીજીને કહે છે કે:—હવે રાજકુંવરીને મોકલો. એવું મને સ્વપ્નું આવ્યું.

સઘળા કૌરવોએ લડવાને માટે ચક્રાવાની ગોઠવણ કરી છે, તે વખતે અર્જુનજી કૌરવોના લશ્કરના એક ભાગ સંસતપક સાથે લઢવા જશે. અને તમારા જમાઇ ચક્રાવાની લડાઇ લડશે. એવું મને સ્વપ્નું આવ્યું, એથી તે ઉતરા થર થર ધ્રુજવા લાગી.

## પાઠ ૬૨ મો

## શારીરિક રચના અને ક્રિયાઃ હાડકાં, સાંધા સ્નાયુબંધ

## ભાગ ૧ લો.

શારીરિક—શરીરની. રચના—બનાવટ,

ક્રિયા—કાર્ય. ધડ—માથા નીચેનો ભાગ.

હાડપિંજર—હાડ=હાડકાં+પિંજર=પાંજરૂં=હાડકાંનું પાંજરૂં, હાડકાંનું ખોખું

હિલચાલ—હાલવું ચાલવું તે, જોડાએલાં—એકઠાં મળેલાં

ધબકતું—ઉંચું નીચું થતું, ધબકારા મારતું,

વિશાળ—મોટું. સુરક્ષિત—સારી રીતે રક્ષણ પામેલા.

દુધીઆ—દુધ પીનારા, કુમળા. વદનની—મોંઢાની

ખોભણ—પોલાણ, ખાડો. અસહ્ય—ખમી ન શકાય એવો.

ટેકવે છે—સ્થિર રાખે છે. ખંડ—ભાગ. સ્થંભ—થાંભલો

---

## પાઠ ૬૩ મો.

## શારીરિક રચના અને ક્રિયાઃ હાડકાં, સાંધા, સ્નાયુબંધ,

## ભાગ ૨ જો.

બાહુ—હાથ. કમર—કેડ.

ઘુંટણુ—ઢીંચણ, મીજાગરા—બારણાં.

સ્થાન—ઠેકાણું. છટકી—ખસી.

સ્નાયુબંધો—સ્નાયુના બંધથી બાંધેલા

સ્નાયુ—શરીરપરની ધોળી ચામડીની નીચે જે લાલ માંસ જણાય છે તે.

કસાય છે—કેળવાય છે. દૃઢ—મજબુત

વિકાસ પામે છે—મોટા થાય છે વિકસાવી—વધારી, મોટા કરી

---

## પાઠ ૬૪ મો.

## સ્વદેશ રક્ષક લિઓનિડાસ ભાગ ૧ લો.

સમાગમ—મેળાપ | પ્રબળ—જોરાવર

અદ્રશ્ય—ન દેખાય એવું. કુળદેવતા—કુળનો દેવ કે દેવી, જેને માનતા હોય તે

દિવસપતિ—દિવસ=આકાશ+પતિ ધણી=આકાશનો પ્રભુ

સમગ્ર—બધા, સઘળા

ઓતપ્રોત—વ્યાપી રહેલા, સર્વત્ર પરોવાએલા, વસ્ત્રના તાણાવાણાની પેઠે ગુંથાએલા.

દેવવાણી—દેવનો હુકમ | દ્વયર્થી—બે અર્થ થઇ શકે એવા

સંદિગ્ધ—સંશય પડતું | અનુક્રમે—એક પછી એક

સર્વોપરી—સર્વ+ઉપરી=સર્વના ઉપર જેનું ઉપરીપણું છે એવા

વિદ્યાસંપતી—વિદ્યા રૂપી દોલત, વિદ્યા

ખગોળ—ખ=આકાશ+ગોળ=ગોળો=આકાશના ગ્રહો, તારા વગેરે સંબંધી

આયુર્વેદ—શરીર શાસ્ત્ર | રસજ્ઞતા—રસ જાણવાની વિદ્યા

રસ—કવિતામાં રહેલા શૃંગાર, વીર વગેરે રસ કે વસ્તુની ખુબી

સંગિત—ગાયન શાસ્ત્ર

ખેડયું હતું—તે સંબંધી જ્ઞાન સારી રીતે મેળવ્યું હતું.

ઇતિહાસના પિતા—મુળ ઇતિહાસનો બનાવનાર

પરિસીમા—છેવટની હદ | વ્યાપાર—વેપાર

વ્યાયામ—કસરત | સહનશીલતા—સહન કરવાની શકિત

અસ્ત્ર ફેંકવાની—હથીયાર નાંખવાની. | નૃત્ય—નાચ.

## પાઠ ૬૫ મો.

### સ્વદેશ રક્ષક લિઓનિડાસ ભાગ ૨ જો.

નેળ—ગલ્લી, નેળીયુ
બાથ ભીડવાને—લડવાને.
જંગી—જબરૂં, મોટું
ઉત્સવ-ઉજવતા—તહેવારમાં જે કાંઇ આનંદ કરવાનો હોય તે.
અમર—મરે નહિ એવા
સૈનિક—લશ્કરના માણસો
પરાભાવ—હાર
સફળ—ફાયદાકારક, જીતવાળો
દેશદ્રોહી—દેશનું બુરૂ ઇચ્છનારા; દેશ પરદેશીના હાથમાં જાય એવું ઇચ્છનાર
મથક કર્યું—રહેવાનું ઠેકાણું કર્યું
બહેતર—ખરૂં, વાજબી
અર્પવા—આપવા
રણયજ્ઞ—રણ રૂપી યજ્ઞ. લડાઇ રૂપી યજ્ઞ
આહુતિ-હોમ,
ધન્ય—શાબાશ
સ્વદેશ રક્ષક—પોતાના દેશનું રક્ષણ કરનાર
અનુયાયી—પાછળ જનાર. અનુસરનાર

બોધ—ખરો વીર પુરૂષ તો તેજ કે પોતાના દેશનું રક્ષણ કરવાને પોતાના પ્રાણની પણ દરકાર ન રાખતા છેવટ સુધી શત્રુઓ સાથે લડે છે. એવા માણસોના નામજ અમર થાય છે.

---

## પાઠ ૬૬ મો—अभिनंदननाष्टक.

અભિનંદનાષ્ટક—अभिनंदन+अष्टक अभि ઉ૦+नंद ધા૦ખુશી થવું
अन પ્ર૦=મુબારક બાદી अष्टक=આઠ ૫દ=બેસતે વર્ષે
મુબારક બાદી આપવા માટે શ્લોકાં આઠ પદ

સહોદર—ભાઇબેન
સ્તુત—છો કરો.

ચિરકાળ-**चिर**=લાંબી મુદતx**काळ**=વખત=હમેશાં

સર્વદિશે-સઘળી દિશાઓમાં     કંટક-- કાંટા

કોમ—નાજુક     અંગુલિયે-આંગળીએ

ચરણેસરિ-પગમાં વાગીને     પીડિયે-દુઃખ આપે, દુઃખ થાય

ઉપચાર-દવા, ઓસડ; બોધ રુપી ઓસડ.

આદરજો—શરૂ કરજો     સમી જાય-શાંત થાય; મટી જાય.

વ્રણો—ઘા; જખમ; સંસારની પીડા

સહુ વૈદ્ય તણો વળી વૈદ્યજ જે-પરમેશ્વર; જગનિયંતા; ઇશ્વર બધા વૈદ્યોમાં શ્રેષ્ટ

તજે—અળગા કરે     સેવન-સેવા, ભક્તિ.

ભક્તિરસે-ઇશ્વરની ભક્તિ કરવામાંજ મન લગાડવું તે.

હઇડું ભરજો-મનમાં ભક્તિભાવ રાખજો.

મુજ-મારૂં     દિને-દિવસે

હર્ષ વડે-આનંદથી     શોક ગુણે-દિલગીરી થવાથી.

સુખદુઃખ નદીયુગ સંગમમાં-સુખ અને દુઃખરૂપી બે નદીઓના મેળાપમાં.

હઇડું મુજ ન્હાતું રહે હમણાં-મારૂં હઇડું આજ રમી રહેલું છે.

પ્રતિ નુતનવર્ષ દિને-**प्रति**=દરેકx**नुतन**=નવાx**वर्ष दिने**=વર્ષના બેસતા દિવસે=દરેક નવા વર્ષના બેસતા દિવસે.

સંતુષ્ટ-તુપ્ત; ધરાયલું, સંતોષ પામેલું     કૃતાર્થ-સંતુષ્ટ

જેહ તણે-જેને,     નમિ-પગે લાગી

ધર્મની મુર્તિ-પિતા; પ્રભુપિતા, ઇશ્વર

રૂપધરે-રૂપધારણ કરે; રૂપબદલાય

નવી જ નવી-જુદી જુદી જાતનાં; ન બનેલું એવાં,

ઇંદ્ર ધનુ--મેઘ ધનુષ્ય, જેને આપણા લોકો મચ્છ તણો કહે છે તે

નિરખું-જોઉં
રમણીય–આંખને પ્રીય લાગે એવું-મન ખુશ થાય એવું સુંદર, રૂપાળું.
સુગંધ–સારી વાસ
હરખું–રાજી થાઉં
રચિ–બનાવી
રચન–બનાવટ
લુપ્ત થઇ–નાશ પામી
મધુરી–મીઠી. રૂચીકર, મોહક; સુંદર
ઘટના–બનાવટ; યોજના; રચના
કયમ–શા માટે.
ધરૂં–રાખું
હવાં–હવે, હમણાં
ધરેજ–ધારણ કરે
પુજ્ય–પુજવા યોગ્ય
પદેજપદે–સર્વ સ્થાનમાં, સર્વ જગાએ
સ્મરો—સ્મરણ કરો
તાત–મહાન ઇશ્વર
કરિયુગ્મ–બે હાથ જોડીને
વંદન—નમસ્કાર, પ્રણામ
અભિનંદન—મુબારક બાદી

અર્થ–આજે બેસતા વર્ષના દિવસે હું તમને, મારાં ભાઇ બેનને અને પુત્રને મુબારક બાદી આપું છું. સુખવાડીને વિષે ફુલો વીણતાં એટલે સુખમાગ શોધતાં હંમેશાં સર્વ દિશાએ રમીને ફરો. ૧

તેમ કરતાં કદી નાજુક આંગળીમાં કાંટો વાગે અથવા પગને વિષે વાગીને પીડા આપે એટલે સુખનો માર્ગ શોધતાં કાંઇ પીડા આવી પડે, તો કોઇ સારા વૈદનું ઓસડ લેવાનું શરૂ કરજો, જેથી પ્રભુના વિષેનો બોધ લેવાનું શરૂ કરજો, જેથી સંસારની પીડાઓ મટી જાય. ૨

સઘળા વૈદ્યનો પણ વૈદ્ય જે પરમેશ્વર. તે કદી એક ઘડી પણ તમારાથી અળગો થતો નથી, તેવી જ રીતે તમે તેની ભક્તિ કરવાનું શરૂ કરજો. અને હંમેશાં ઇશ્વરની ભક્તિ કરવામાંજ મન રાખજો.

આજના દિવસે મારૂં હૃદયું કંઇક આનંદથી ભરેલું છે. અને કંઇક દિલગીરીથી પણ ભરેલું છે, એટલે સુખ અને દુઃખ બંનેથી ભરેલું છે, એ સુખ અને દુઃખ રૂપી બે નદીઓનાં મેળાપમાં મારૂં મન આજે રમી રહેલું છે.

દરેક નવા વર્ષના પહેલે દિવસે હું જેને ચરણે નમીને સંતોષ પામું છું. તે સારામાં સારો પ્રભુ પિતા ! આ જગતમાં જુદી જુદી જાતના નવા રૂપ ધારણ કરે છે.

આ ઠેકાણે મેઘધનુષ્ય થતું હું જોઉં છું, અને મનને ખુશ કરે એવા સુગંધોથી હું રાજી થાઉં છું; કેમકે આ કાવ્યની રચના મેં પુરી કરી નથી એટલામાં તો એ બધી મોહક ઘટના જે ઇંદ્રધનુષ્યના રંગ અને સુંદર સુગંધી સર્વ નાશ પામ્યું. ( આવી જગતની રચના નાશવંત છે. )

તો મારા મનમાં હમણાં હું શી રીતે દીલગીર થાઉં ? હે મહાન પ્રભુ ! તું આ જગતમાં નવાં રૂપ ધારણ કરે તો ભલે ? પણ મારો પુજ્ય પિતા જે મારા હૃદયમાં ધારણ કરી હમેશાં સર્વ જગાએ ફરૂં છું.

મારા સઘળાં સગાં સંબંધીઓ, એ પ્રભુ પિતાનું સ્મરણ કરો વળી એ મહાન પિતાનું જ ધ્યાન ધરો. વળી બે હાથ જોડી એ પિતાને દંડવત પ્રણામ કરીને આ મુબારક બાદી સર્વને આપું.

---

## પાઠ ૬૭ મો–પૃથ્વી=આકૃતિ

પ્રેક્ષક–પ્ર ઉ૦+ઈક્ષ્ ધા૦ જોવું×અક પ્ર૦=જોનારા

નાવિક–ખલાસી, નાવ ચલાવનારા સફર–મુસાફરી

ઉલટી દિશા–વિરૂદ્ધ દિશા સામી બાજુ.

અનુભવ સિદ્ધ–જાત માહીતીથી સાબીત થયેલું.

પુરાવો–સાબીતી, સાક્ષીરૂપ
ચંદ્ર ગ્રહણ–પૃથ્વીની છાયામાં ચંદ્રનું આવવું.
સમાનતાના નિયમ—સરખી વસ્તુઓને સરખોજ નિયમ લાગુ પડે છે તે
ચપટી–બેઠેલી

પ્રશ્ન.

૧ પૃથ્વી ગોળ હોવાનાં કારણો કયાં કયાં છે?

---

## પાઠ ૬૮ મો.

## સત્ય ભાષણ અને સત્ય વર્તન ભાગ ૧ લો.

સત્ય ભાષણ–સાચું બોલવું
સત્ય વર્તન–ખરી રીતે ચાલવું તે
સરળ–સહેલી રીતથી
વાંકી રીતે–ખોટે રસ્તે
અપ્રમાણીક–ખોટે રસ્તે ચાલવું તે, અનીતિથી ચાલવું તે
ખલેલ–અડચણ ખામી
સાક્ષભુત–સાક્ષી તરીકે, સાક્ષી પુરનાર.
અંતરાત્મા–અંતરમા રહેલો આત્મા.
આચરવું–ચાલવું.
સર્વ વ્યાપક–સઘળે ઠેકાણે વ્યાપી રહેલો.
પ્રભાવ–મહિમા.
પરિશ્રમ–મહેનત
ગલી કુંચી–નીકળવાના રસ્તા.
ધમાચકડી–ધમાલ.
અડફેટ–ઠેસ, ઠોકર.
ઓરાડી દેવો–નાંખી દેવો, માથે પાડવો, ઢોળી પાડવો.
ખંચાતો— અચકાતો.
સડાસડ–ઉપરાઉપરી.
લગાવી–મારી.
બો–ટેવ.

## પાઠ ૬૯ મો-સત્ય ભાષણ અને સત્ય વર્ણન ભાગ ૨ જો

સંભાષણ-સારી રીતે બોલવું તે **સમ** ઉ૦+**भाष** ધા૦ બોલવું×**असत्य०**
સંવાદ-વાદવિવાદ, વાતચિત.
પાદ્ય-પગ ઉપર પાની મુકી પુજવા તેમાં પગ પર મુકવાનુ પાણી તેપાદ્ય
આર્ઘ્ય-પુજાનો સામાન.
સુવર્ણ પર્યંક-સોનાનો ખાટલો
દર્ભાસન-ગર્ભ દાભનું બનાવેલું બિછાનું,
હોડ-સરત કબુલ.
સર્વસ્વ-હોય તેટલું બધું.
નીર્ણય-નીવડો, નીકાલ.
વીરૈચન—ભક્ત પ્રલ્હાદનો પુત્ર
યાચના-માગણી.
દુર્લભ-ફરી ન મેળવી શકાય એવો
સ્તુત-વખાણ.
સત્યશીલ-સત્યથીજ ચાલનારા.
ઈર્ષાભાવ-અદેખાઈ.
તિરસ્કાર-તુચ્છકાર.
સર્વદા-હંમેશાં
બદલાતુ—બીજુ થતું.

બોધ-હરેક માણુશે હંમેશાં સત્ય બોલવું અસત્ય બોલવાનો ગમે તેવો પ્રસંગ આવે તો પણ સત્યથી ડગવું નહિ, સત્યનો હંમેશાં જય થાય છે. તે બાબત ઉપરના બે પાઠોમાં આપેલા દષ્ટાંતથી સિદ્ધ થાય છે, મશ્કરીમાં પણ જુઠું તો બોલવુંજ નહી. વેપાર રોજગારમાં અને વ્યવહારના હરેક કામમાં પણ જુઠું તો બોલેજ નહી દરેકમા પ્રમાણીકપણે સત્ય બોલવું ને સદવર્તન રાખવું. ગુનો છુપાવાને કે શિક્ષાથી બચવાને માટે પણ અસત્ય બોલવું નહી, ખરૂં હોય તેજ કહી દેવું તેનું પરીમામ હમેશ સારૂં આવે છે, સર્વનો વિશ્વાસ બેસે છે કે તે કોઇ વખત ગમે તેવા સંકટના સમયે પણ જુઠું બોલશે નહી એવાં માણુસોના નામ અમર રહે છે,

---

## પાઠ ૭૦ મો શિકારીને

સંહાર—નાશ કરવો તે; મારવું તે સં ઉપ+હૃ ધા૦=સંહાર કરવો.

યુવન—જુવાન પુરૂષ.
ક્રૂરત્વ—ઘાતકીપણું. નિર્દયતા.
આશ્રમ—રહેવાનું સ્થળ.
સંતનું—સંત પુરૂષોનું.
લતા—વેલીઓ.
ઝરણાં—વહેતા ઝરણો
દ્રષ્ટિ—નજર.
વિશ્વસૌંદર્ય—જગતની સુંદરતા
પામવા—મેળવવા.
વ્યર્થ—મિથ્યા; ફોકટ.
માંથે—મહેનત કરે.
કિંતુ—તોપણ.
સ્થુળ—જાડું પુષ્ટ, ભરેલું. મોટું, કદાવર.
છાનો-સંતાઇને; છુપી રીતે
સુણ ગીતને—પક્ષીનું બોલવું સાંભળ.
વેડફી—નાશ કરી,
સૌંદર્યો—સુંદર પક્ષીનો, અજબ શોભા
પોષવું—પાલન કરવું, રક્ષણ કરવું
ખેલવું—રમવું
પુજવું—પુજન કરવું.
ઉપભોગ—વેપાર, વૈભવ.
આર્દ્રતા—દયાળુપણું, દયાળુ સ્વભાવ.
છાઇ--છવાઇ રહી.
ભળવું—મળવું, સામે થવું.

**અર્થ**—હે જુવાન પુરૂષ !(પારધી!) આ સંહાર કરવાનું કામ તું પડતું મુક આ જગત સંત પુરૂષોનું આશ્રમ સ્થાન છે તેના તરફ આવી નિર્દયતા ઘટે નહિ.

સુંદર પક્ષીઓ ફુલ આ વેલીઓ પાણીનાં ઝરણ અને સુંદર ઝાડો એ બધુંએ વિશ્વની કેમની સુંદરતા છે તેના તરફ ઘાતકી પણું ઘટે નહી.

હે શિકારી ! તું તીરવડે મારીને પક્ષીને મેળવવા યત્ન કરે છે પણ એ તારૂં ઘાતકીપણું નકામું છે; તીરવડે મારીને નાનાં પક્ષી તો શું પણ મોટાં પક્ષીઓ પણ મેળવી શકાય.

પરંતુ પક્ષીઓ મેળવવા માટે તું છુપો રહીને તેનાં ગીત એટલે બોલવું સાંભળ; તેથી પક્ષીઓમાં જે પ્રભુ રહેલો છે, તેની સાથે તને તારા હઇડામાં મળી આવશે. એટલે પક્ષીઓનું બોલવું સાંભળીને તને સમજાશે કે તેમનો તથા તારો સરજનહાર એકજ છે,તો તેમનો નાશ કેમ કરાય ?

આવી જગતની અજબ શોભાનો નાશ કરતાં દુનિયાની સુંદરતા મળી શકે નહિ; પણ એવી અજબ શોભા મેળવતા પહેલાં તારે ચોકખા દિલના થવું પડે.

આ દુનિયાની અજબ શોભાની સાથે રમવું, એ કામ તો પ્રભુનું છે; એ અજબ શોભાનો ઉપભોગ તો એ જ છે કે તેને પાળી પોષી રક્ષણ કરવું અને તેનું પુજન કરવાનો છે.

માટે હે શિકારી જુવાન ! તું આ જગતની અજબ શોભાનો નાશ કરવાનું કામ પડતું મુક, બધા જગતમાં દયાળુપણું ફેલાઇ રહ્યું છે તેમાં સામેલ થવું એજ ઘણું સારૂં છે.

---

## પાઠ ૭૨ મો.

## શારીરિક રચના અને ક્રિયા. હૃદય, ફેફસાં, શ્વસોચ્છવાસ લોહીનું ફેરી વળવું.

હૃદય–છાતીના વચલા ભાગમાં લોહીને રહેવાની જગા.

ફેફસાં–છાતીને બે પડખે શ્વાસ લેવા મુકવાનો અવયવ.

શ્વાસોચ્છવાસ–શ્વાસ+ઉચ્છ્વાસ. એમાં उत् ઉ० श्वस् શ્વાસ લેવો = શ્વાસ લેવો ને બહાર કાઢવો તે.

अ–यम धा૦ ચલાવવું+अ प्र० સાધન=સાંચો.

રૂધિર પરિસરણ—લોહીનું શરીરમાં ફરી વળવું તે. રુધિર=લોહી×પરિ ઉ૦ ધા૦ સૃ=પસરવું ફેલાવું+अन પ્ર૦

કદ—મહત્વ મોટાઇ

છિદ્રદ્વારા—છિદ્રને રસ્તે

ધમનીઓ—મોટી નસો. મોટી રગો, નાડીઓ, લોહીને વહેવાની નાડી

સંકોચાય છે—સાંકડા થાય છે

વિસ્તાર પામે છે—મોટા થાય છે

ધોરી-નસો-મોટી નસો

પ્રત્યક્ષ—દેખીતો, ખુલ્લો જાહેર

ધકકો—ઠેલો

ગરદન—ડોક

પુખ્ત ઉમર-જુવાન વય

---

## પાઠ ૭૨ મો—પૃથ્વીની દૈનિક ગતિ.

દૈનિક ગતિ—દિવસની ગતિ

પ્રતિ ફલિત—પ્રતિબિંબ પડે છે; પડછાયો પડે છે

ધરી—પૃથ્વીની ઉત્તરથી દક્ષિણ તરફ જતી એક કલ્પિત રેખા

સિદ્ધ—સાબીત

વર્તુલ—ગોળ

પદ્ધતિ—રીત

સરળ—સહેલી

પરિઘ—ગોળની ફરતી લંબાઇ

યોજના—બનાવટ

વિકટ—અઘરૂં, મુશ્કેલ

સંશોધન—સારી રીતે તપાસ કરવી તે.

### પ્રશ્ન

૧ પૃથ્વી સ્થિર છે કે ફરતી?

૨ પૃથ્વી કેવી રીતે ફરે છે?

૩ પૃથ્વી ફરે છે તેનાં કારણ કહો?

૪ પૃથ્વી ફરે છે ત્યારે તે પરનાં ઘર, ઝાડ અને આપણ સર્વે પડી કેમ જતાં નથી?

૫ રાત્રિ દિવસ થવાનું કારણ સમજાવો ?
૬ પુર્વ તરફ દર ૧૫ અંશે એક કલાક સુર્ય વહેલો ઉગવાનું કારણ શું ?

---

## પાઠ ૭૩ મો-બગલુ અને કાચબો.

મત્સ્ય-માછલું
ભક્ષી-ખાઈ
સપડાવ્યું-કબજે આણ્યું
શુષ્ક—સુકાએલું
તરબોળ-ભીની, ખુબ ભીની, તળીઆ લગી ભીના
વીનવીને-સમજાવીને, કાલાવાલા કરીને
રૂદન-રડવું તે
ઉપવાસ-ભુખ્યા રહેવાનું વ્રત
શોષાઇ-સુકાઇ
વિયોગ-જુદા પડવું તે
નિશ્ચિંત-ચિંતા વગરનું; બેફિકર
બેબાકળા—ગભરાએલા
અનાવૃષ્ટિ-વરસાદનું નહી આવવું તે
શિલા-પત્થર
ઇષ્ટદેવ-જે દેવને માનતો હોય તે દેવ

બોધ—બગલાએ નાનાં મોટાં જળચર પ્રાણીઓને ખોટું ખોટું સમજાવીને પોતાનો ખોરાક મેળવવાને લોભ કર્યો. તેથી છેવટે પોતાને પણ મરવાનો વખત આવ્યો, એ તેની લુચ્ચાઇનું તેને ફળ મળ્યું માટે કોઇએ લોભ અને લુચ્ચાઇ કરવી નહિ.

---

## પાઠ ૭૪ મો-હિંમત રાખો.

વળશે—ફળ આવશે; બનશે
ભૂત તણો-થઇ ગએલી વાતનો
ભવિષ્યમાં-આવતા વખતમાં, નસીબમાં

દળદર—દરિદ્રતા, ગરીબાઇ
બળશે- દાઝશે, ઉજ્યા કરશે; ચિંતાથી બળ્યા કરશે
કમર—હસી-હિંમત રાખી
ફળશે-ફળ આપશે, ફાયદો આપશે
ચાનક-ચીવટ, ચાલાકી
વિઘ્ન—અડચણો
ટળશે— નાશ પામશે, જતા રહેશે. ભાગ્યેગ-નશીબ
વળશે—સારૂં થશે

અર્થ-હે ભાઇ ! રડવાથી શું બનવાનું છે ? રડવાથી શું બનવાનું છે ?
થઇ ગએલી વાતની દીલગીરી કરતાં નસીબમાં શું મળવાનું છે ?
શરમ રાખીને બેસી રહેવાથી દરિદ્રતા શી રીતે મટશે ?
નહિ નહિ ! એમાં તો કાંઇ સુધરવાનું નથી, એથી તો ઉલટો જીવ
બળશે—મુઝાશે.

હિંમત રાખીને જો ધંધાની તજવીજ કરવામાં આવે તો તેવો ઉદ્યમ સારૂં ફળ આપશે.

ડહાપણ, ચાલાકી અને ધીરજ રાખીને કામ કરવામાં આવે, તો સઘળી અડચણોનો નાશ થશે.

---

## પાઠ ૭૫ મો-દેવું ન કરશો.

દેવું-કરજ, રૂણ.
છળભેદ-કપટ.
છાવરવાને-ઢાંકવાને, છુપાવવાને.
આવશ્યકતા-જરૂર.
પાયમાલી—ખરાબ સ્થિતિ.
મનનીય-વિચારવા જોગ.
સપ્રયત્ન-સારો ઇલાજ,સારી યુક્તિ. સ્વમાન-આબરૂ

કરકસર—જોઇતો ખર્ચ કરવો તે, દમામ-ઠાઠ.

નૈતિક—નીતિના વિષયનાં ઢબ-રીત

સંડોવાય છે-સપડાય છે

કમ-ઓછો, ઉતરતો નાનમ-એબ, લાંછન.

પરં પાર-પેઢી ચાલે ત્યાં સુધી, વંશ ચાલે ત્યાં સુધી,

જડમુળથી-મૂળમાંથી, સમુળગી,

નાબુદ } હોયજ નહિં એમ કરી નાંખવું તે સમુળો નાશ કરવો તે. બેહાન મેહાન, પાયમાલ, જમીનદોસ્ત, નિર્મુળ.

દેખાવડો; -ઢોંગ

અલંકૃત કરનાર—શોભાવનાર.

તિલાંજલી } છેલ્લા નમસ્કાર કરવા, રજા આપવી, કાઢી મુકવું, છોડી દેવું,

અનહદ—હદ વગરની, પુષ્કળ ઋણ—દેવું.

બોધ-દેવું એ ઘણું દુઃખદાયક છે, દેવાદાર માણસનામાં જુઠ ભેદ અને અપ્રમાણીકપણાના અવગુણો વાસ કરે છે, દેવું થયા પછી તેમાંથી મુકત થવાનું ઘણું મુશ્કેલ થઇ પડે છે માટે દુનિયાંના ડાકની ખાતર કે બીજાએ કર્યું માટે આપણે પણ કરવું જોઇએ એમ ધારીને કે ચડસ કરીને ખોટાં ખર્ચો કરીને દેવાના ખાડામાં ઉતરવું નહી પણ ઉલટું કરકસરથી ચાલીને જે મળતું હોય તેટલામાંજ નિભાવ ચલાવીને રહીએ તો ઘણા જ સુખી થઇએ માટે બનતાં સુધી દેવાદાર ન થવાય તેમ કરવું.

---

## પાઠ ૭૬ મો.

## શારીરિક રચના અને ક્રિયા હોજરી, કલેજું, પાચનક્રિયા

ક્ષીણુથાય છે,-ઘસાય છે. વિનાશકારક-નાશ કરનારી.

રસાયશિદ—રસાયન શાસ્ત્રીના નિયમ મુજબ,

સ્થિતિ પરત્વે-સ્થિતિને અનુસરીને ભિન્ન—જુદું

પ્રતિક્ષણુ-દરેક વખતે, વ્યપાર-ક્રિયા, શરીરમાં થતી ક્રિયા

પ્રતિપળે—દરેક વખતે ક્ષીણુતા-ઘસારો

દહનક્રિયા-બળવાની ક્રિયા;

સ્નેહાકર્ષણુ } તત્વો ! રજકણુ વચ્ચે કોઇ પણ પ્રકારનું આકર્ષણુ રહેલું છે તેથી તે એક થઇ સંયુક્ત પદાર્થ બને છે, તે આકર્ષણુ

અહર્નિશ-રાતદિવસ ચાલતો. સતત-હંમેશાં ચાલતો.

પૂરણી } ઘસારો ન લાગે એટલો, ઘસારાને પહોંચી વળે એટલાં તત્વોનો ઉમેરો કરવો તે.

સ્ફુર્તિ-જાગ્રતિ અન્નનળી-ખાધેલો ખોરાક જઠરમાં (ઉતરવાની નળી]

ગળાઉ-ગળી જાય એવો; બીજા પદાર્થ સાથે મળી જાય એવો.

મંથન-વલોવાવું તે મંડાણી-શરૂઆત થઇ

રૂપાંતર થવું-બીજું રુપ થવું ગગડી જવું-ઓચિંતું પડી જવું

---

## પાઠ ૭૭ મો-રાજા કનકસેનની જમણી આંખ.

સાલતો હતો-મનને લાગતે, લાગણી થતી હતી

ખુંદાતા-માર્યા જતા, નામ પામતા તવંગર-ધનવાન, ગૃહસ્થ

રુચશે–ગમશે, ફાવશે. | વર્ષગાંઠ–જન્મતીથિ
અનિશ્ચિત–નિશ્ચય કર્યા વગરનું, નામ પાડયા વગરનું.
બકી–બોલી. | રોષ–ગુસ્સો રીસ.
વિદિત–જાહેર, ખુલ્લી | કોપ–ગુસ્સો.
સીમા—હદ | સાનવાળો–સમજણવાળો
દેશનિકાલ–દેશબહાર. | બેલાશક–જરૂર. નકકી ખચિત
સમદષ્ટિ—સરખી નજરે | નીડરતા–બીકવગર ના બીક રાખ્યા
વીરલાજ–રોઇકજ. | ન્યાયચક્ષુ–ઇન્સાફરુપી આંખો [વગર.

બોધ—ખરીવાત જાહેર કરવામાં કોઇપણ જાતનો ડર રાખવો ના જોઇએ. રાજા અગર તેના અમલદારો આડે રસ્તે ચાલતા હોય, તો તે બાબત કોઇની બીક ન રાખતાં નીડરપણે જે સુધારી શકે તેવા હોય તેમના આગળ જાહેર કરવી.

---

## પાઠ ૭૮ મો.

## શારીરિક ઉદ્યોગમાં નાનમ નથી.

એક દેશી— એક જાતની, એક પક્ષની. ઓદ્યોગિક–ધંધાની.
યાંત્રિક–યંત્ર સંબંધી, સંચા સંબંધી.
લાજ–શરમ. | કસાય છે–કેળવાય છે.
વિશ્રામ–આરામ, શાંતિ. | પાશ્ચાત્ય–પશ્ચિમના.
ઢોળાવ– ઢાળ | આશ્રય–સહાય, મદદ,
પાત્ર–લાયક | હીણપત–એબ, લાંછન, હલકાઇ
નીંદ્ય–નીંદવા યોગ્ય, ખોટાં. | દરજ્જો–અધિકાર
મશગુલ–એકચિત્તે મંડયો, રહેલો, તલ્લિન.

સ્વાશ્રય-પોતાની મેળે કામ કરનારા, સ્વતંત્ર,

બોધ—પોતાના લાભની ખાતર ગમે તેવા શારીરિક ઉદ્યોગો કરવામાં કંઇપણ જાતની એબ લાગતી નથી. ખોટાં કામ કરવામાંજ લાજ છે. પ્રમાણિક ઉદ્યોગો કરવામાં તો મોટાઇજ રહેલીછે, તેથી શરીર કસાય છે. ને સ્વાશ્રયી થવાય છે જેથી પ્રમાણીકતા સચવાય. પછી તે મનનું કામ હોય કે શરીરનું હોય તે કરવાથી મનુષ્ય હલકો થતો નથી, કે તેની પ્રતિષ્ઠા ઘટતી નથી, શારીરિક કામ કરવાથી ફક્ત શરીરને મહેનત થાય છે પણ મન મેલું થતું નથી. મન તો અપ્રમાણિક, કપટી, અવિનયી, નિર્દય અને એવા ખોટાં કામ કરવાથી મેલું થાય છે.

---

## પાઠ ૭૯ મો.

### દયાની દેવી 'પ્રોત્સાહક પરી' કુમારી ફ્લોરેન્સ નાઇટીંગેલ.

પ્રતિ-સામે, ૯૨૬ — મારજત-અરદાસ, ચાકરી

લગની-લેહ, ધ્યાન, રઢ લક્ષવૃત્તિ, મોહની.

વહાલ સોયું-પ્રેમાળ, સ્નેહાળ. — ઉત્કંઠા-ઉમેદ, હોંસ.

હસ્પિતાલ—દવાખાનું — સુવ્યવસ્થિત-સારી વ્યવસ્થાવાળાં

તાલીમ-કેળવણી. ધંધાને લગતું જ્ઞાન, કવાયત

જોસભેર-જલ્દીથી સપાટા બંધ — મંત્રી-પ્રધાન

યુદ્ધ-ક્ષેત્ર-લડાઇનું ઠેકાણું

સ્વયં સેવિકા-પોતાના દેશના માણુસોની સેવા કરનાર

પરિચારિકા-સેવક — તનતોડ-શરીર તુટી જાય એટલી પુષ્કળ

રોગિશાળા-માંદા માણુસોને રહેવાની જગા

રોજિંદો-રોજનો — આશાજનક-આશા ઉત્પન્ન કરે એવાં

મૂર્તિમતી દયા–દયાનીજ મૂર્તિ હોય એવી

ઉમદા—શ્રેષ્ટ વખાણવા લાયક

સત્તાધિકારી- અમલ ચલાવનારા અધિકારી

અલાહેદી–જુદીજ, તેના માટેજ આડંબર–ઠાઠમાઠ, દમામ, ભપકો.

પ્રોત્સાહક પરી–ઘણાજ ઉત્સાહથી પરોપકારનાં કામ કરનારી સ્ત્રી

સાર્થક–યોગ્ય. લાયક, લગુ પડતા

આદર્શભુત પરિચારિકા–દાખલો લેવા યોગ્ય માવજત કરનારી સ્ત્રી

## પ્રશ્ન

૧ કુમારિકા ફલોરેન્સ નાઇટિંગેલના ચરિત્ર ઉપરથી તમે શો બોધ લેશો ?

૨ દેશ સેવા શા માટે કરવી જોઇએ ?

૩ કુમારી નાઇટિંગલે શા માટે સેવા બજાવી હતી ?

---

## પાઠ ૮૦ મો—સંતન.

સંતન | સંત પુરૂષો સાધુ પુરૂષો પ્રમાણિક નીતિમાન, પ્રપંચ ર-હિત રાગદ્વેષ વગરના, ઇશ્વર ભજન કરનાર, ભકતજન.

મન ભરિયાં–પ્રેમાળ સ્નેહવાળાં.

અંતરને મંદીર –હૃદય મંદીર, હૃદય એજ મંદીર

નિરંતર–હંમેશ આજ કાલનો—ચાલતા વખતની

અજબધુન–અજાયબી પમાડે એવો મનનો જુસ્સાદાર તરંગ

જોરદોરને ખેલ—અધિકારનો મદ, ભભકાનો અને રમત ગમતનો આ જમાનો છે.

નેહભર્યા–સ્નેહભર્યા, પ્રીતિવાળાં, હેતાળ.

નંદન–ઇંદ્રનો બાગ સાચાં—ખરાં

પ્રભુઆદેશ–પ્રભુની આજ્ઞા

જગાવી–પળાવી, જગતને આત્માની પેઠે જોવરાવી

બને માનવી દેવ—મનુષ્ય દેવ સમાન બને
કુમકુમ—કંકુ, ચાંદલાને તિલક કરવાનું રાતું ચુર્ણ, હળદર અને ખારાની મેળવણીથી બનેલું ચુર્ણ; મંગળમય ગણાતું ચુર્ણ.
પ્રભુજન—ભકતજન, સંતપુરુષો પાવનિયાં—પવિત્ર
આતમ જ્યોત—આત્માનો પ્રકાશ ઝળહળનારાં—પ્રકાશ પાડનારાં
અમ હૈયાને હીર—અમારા હૃદયમાં તાંતણિયે—તાંતણાં વડે, પાતળા દોરા વડે
બંધનિયાં—કુમળાં બંધન, પ્રભુના નિયમોનું બંધન
સંતનિયાં—સંત પુરુષો (સંતન શબ્દ જુઓ)

અર્થ—આ કવીતા બનાવનાર કવી પ્રેમાળ સંતપુરૂષોને પોતાના હૃદય રૂપી મંદીરમાં બોલાવે છે. રાગ દ્વેષ વગરના પ્રેમાળ ભકતજનો મારા હૃદય રૂપી મંદીરમાં ભેગા થજો, હમેશાં હૃદય મંદીરમાં ભેગા થજો!

હાલના ચાલતા વખતમાં અજાયબી પમાડે એવા મનના જુસ્સાદાર તરંગો, અધિકારનો મદ, ભભકાનો અને રમત ગમતનો આ જમાનો છે, હંમેશાં રમત ગમતનો, અધિકારનો મદ અને ભભકાનો આ જમાનો છે તે સ્નેહથી ભરેલો ઇંદ્ર રાજાના બાગ જેવો છે, માટે હે ખરા સંત પુરૂષો! તમે મારા હૃદય મંદીરમાં આવીને ભેગા થજો. હંમેશાં હૃદય મંદીરમાં ભેગા થજો.

આ જગતમાં પ્રભુની આજ્ઞાને પાળનાર, સદ્ગુણી, સ્નેહાળ અને જગતને આત્માની પેઠે જોનાર મનુષ્ય દેવ સમાન છે. હમેશાં મનુષ્ય દેવ જેવા બને છે. કંકુના પગલાં જેમ પવીત્ર છે એવા પવીત્ર ભકતજનો તમે મારા હૃદય મંદિરમાં હંમેશાં આવીને ભેગા થજો.

અમારા હૃદયમાં આત્માનો પ્રકાશ પાડનારાં, હંમેશાં અમારા હૃદયમાં પાતળા દોરા વડે બંધન બાંધે એટલે પ્રભુના નિયમોનું પાલન કરે. એવા સંતપુરૂષો હે પ્રભુ! મારા હૃદય મંદિરમાં મેળવજો હંમેશ હૃદય મંદિરમાં પ્રેમાળ સંત પુરૂષો મેળવજો. હંમેશાં હૃદયમાં મેળવજો.

---

## પાઠ ૮૧ મો. સ્ત્રી સંમાન

સ્ત્રી સંમાન—સ્ત્રીઓને આદર સત્કાર
વાદવિવાદ—વાતચિત, શાસ્ત્ર સંબંધી તકરાર
અપક્ષ્પરથ—એક પક્ષનું નહિ એવું, બેઉ પક્ષનું સાંભળી તોલ કરનાર [સમાધાન કરનાર
ન્યાયવૃત્તિ—યોગ્ય ઇન્સાફ કરવાનો સ્વભાવ
શ્રદ્ધા—ભરોંસો, વિશ્વાસ. આસ્થા
ગુણીજન—ગુણવાન માણુસો, જન એ સમુદાય વાચક છે
લિંગ—સ્ત્રીત્વનું કે પુરૂષત્વનું ચિન્હ. કવિવાણી—કવિ લોકનું કહેવું
પુજ્ય—પુજવા યોગ્ય          તરૂણ—જુવાન, પુખ્ત વયના
સ્વીકાર્ય—કબુલ કરવા લાયક          વલણ—મરજી ઇચ્છા; મનોવૃત્તિ
વર્તન—ચાલ ચલણ          મોજુદ—હાજર
ભાવના—લાગણી          સ્વાર્થત્યાગ—પોતાની મતલબ છોડી દેવી તે
ઉત્તમ વિશુદ્ધિ—સારામાં સારું શુદ્ધપણું, પવિત્રતા
વિનય શીલ—વિનયવાળી, વિવેકી.
વસ્તુ સ્થિતિ—હાલત—દશા.          અનુકુળતા—ગોઠવણ
નિર્લજ્જતા—બેશરમ. લાજ વગરના. આબરૂ વગરના.
નિદ્રાવશ—નિદ્રાને આધીન, ઉંઘી ગએલા
ભય સુચક—બીક છે એવું બતાવનાર.
અર્ધનિદ્રિત—અર્ધા ઉંઘેલા.
અર્ધવસ્ત્રિત—અર્ધું શરીર ઢાંકેલું ને અર્ધું ઉઘાડું એવી રીતિના.
હોડકા—હોડીઓ          સમાઇ ગઇ—ડુબી ગઇ,
જ્વલંત—પ્રકાશતું, ચળકતું
પ્રશસ્ય—વખાણવા યોગ્ય, સ્તુત્ય.
દષ્ટાન્તરૂપ—દાખલો લેવા લાયક, અનુકરણ કરવા લાયક.

ઉમદા—શ્રેષ્ટ, ઉત્તમ,

બોધ—સ્ત્રી અને પુરૂષના હક્ક સરખા છે. પુરૂષોનું જેમ સન્માન થાય છે, તેમ સ્ત્રીઓનું પણ સન્માન થવું જોઇએ. કારણ કે સ્ત્રી પણ મનુષ્ય પ્રાણી છે. સ્ત્રીઓ કેટલી બાબતોમાં પુરૂષો કરતાં પણ ચઢી જાય છે, જે કાર્ય પુરૂષો કરી શકતા નથી, તે કાર્ય સ્ત્રીઓ કરી શકે છે, એના ઘણા દાખલા મળી આવે છે, માટે સ્ત્રીઓના હક્ક પુરૂષોના જેટલાજ ગણી તેમનું સનમાન કરવું જોઇએ, તેમને અબળા ગણવાનું કારણ નથી.

---

## પાઠ ૮૨ મો. ગર્વ ખંડન.

ગર્વ ખંડન—અહંકારને તોડવો તે, અહંકારનો નાશ કરવો.

દંત કથા—મોઢાની વાર્તા.

પ્રચલિત—પ્રખ્યાત. જાણીતી થયેલી.

દિગ્વજય—दिक्=દિશા×वि ઉ० जी ધા० જય પામવો, જીતવું=દિશાઓમાં જીત મેળવવી તે.

વિદ્યાવિલાસી—વિદ્યાનો શોખીન, વિદ્યાના રસવાળો.

અતડો—અભિમાનવાળો.

વિમુક્ત—તજેલા, મુકી દીધેલા, છુટા, બંધનથી મોકળા.

વસ્તુતઃ—ખરી રીતે, નિશ્ચય રૂપે. ઘુમતો—રમતો.

પ્રશસ્તિ—પ્રશંસા વચક કાવ્ય, કોઇના વખાણ માટે કરેલી કવિતા.

સ્મરણ શકિત=યાદદાસ્ત.

પોતાનાં તરીકે ખપાવ્યા છે—પોતાનાં બનાવેલાં છે એમ મનાવ્યું છે.

ઝંખવાણો—ઝાંખો, શરમીંદો, ખસિયાણો, નિસ્તેજ થવું.

પ્રતિભા—પ્રતિ ઉ० સામું×ભા ધા० પ્રકાશવું=જેમાંથી નવા નવા અંકુર ફુટે એવી સ્વાભાવિક ઉંચા પ્રકારની બુદ્ધિ.

લજ્જાસ્પદ—શરમાવાનું. નિસ્તેજ—ઝાંખો, ખસિયાણો.
વિલેમોંએ—ઉતરી ગએલા માંદે.

બોધ—કોઇએ અભિમાન કરવું નહિ, કોઇનું ખોટું અભિમાન ટક્યુ નથી તેમ ટકવાનું પણ નથી એવા ઘણા દાખલા મળી આવેછે. આ પાઠમાં સોમેશ્વરે ખોટું અભિમાન કર્યું તે ટક્યું નહિ તે છેવટે હરિહરને મળવું પડ્યું. માટે અભિમાનનો કોઇએ પણ રાખવું નહિ.

---

## પાઠ ૮૩ મો—યોગ્ય વિચાર વિનાનું કામ

ધનિક—પૈસાદાર માણસ.
ઉપાર્જન કરવા—ઉપ ઉ૦×ઘન ધા૦ મેળવવું=ઘન પ્ર૦=દ્રવ્ય મેળવવામાટે
મુનીમ—મોટો ગુમાસ્તો ધરાતો—શાંત થતો.
બીના—હકીકત વા નીમકહલાલ—ખાઇને ભલું કરનારો
પક્ષિરત્ન—રત્ના જેવું કિંમતી પક્ષી
ઉતાવળા સો બાવર—ઉતાવળે કામ કરવાથી ગભરાયાનો પ્રસંગ આવેછે.
ધીરાસે ગંભીર—ધીમાશથી કામ કરવાથી તે કામ શાંતીથી થાય છે.
સહાસા—વગરવિચાર્યું વિચારે—ચાલે, વર્તે

બોધ—જે કામ કરવું તે વિચાર કરીનેજ કરવું. આગળથી વિચાર કર્યા વગર કોઇ સહાસા કામ કરવું નહિ. 'ઉતાવળા સો બાવરા ને ધીરા સો ગંભીર' આ કહેવત ખરી છે, ને એજ ઉપદેશ કરે છે, અવિવેક બધી આપત્તિનું સ્થાન છે. વિચાર કર્યા વિના કામ કરવાનાં બધી જાતની આપત્તિઓ વિચારીને કરે છે તેમને સંપતિ જાતે શોધતી આવે છે.

---

## પાઠ ૮૪ મો—પૃથ્વી ને ચંદ્ર ભાગ ૧ લો

ભરપૂર ભરાએલું પુષ્કળ તારાના જથાવાળું
તારામંડળ—તારાઓનો જથો. ગતિમાન—ફરતું, ચાલતું

ઝબકતું નથી-હાલતા નથી, સ્થિર હોય છે.
યોનિ-તારા
દુર્બિન-ઘણી આઘેની વસ્તુ જોવાનું યંત્ર.
ગોળવા-ગોળ આકારના. પ્રકાશીત-તેજસ્વી
ભોમ-મંગળ. વૃદ્ધ-વધારો
ક્ષય—ઘટાડો, ઓછાપણું. કાલ્પનિક-કલ્પનાથી ધરેલી
રેખા—લીટી લક્ષ-ધ્યાન

---

## પાઠ ૮૫ મો-પૃથ્વી ને ચંદ્ર ભાગ ૨ જો

પરિક્રમણમાર્ગ-પરિ×ઉ૦ક્રમ ધા૦પગલાં ભરવાં×પ્ર૦ફરવાનો માર્ગ
પરિક્રમણ વર્તુળ-ફરવાનો માર્ગ બતાવનારૂં વર્તુળ
પંસા-બાજુઓ. દર્શન-દેખાવ
અંધકાર-અંધારૂં
પુર્ણ ચંદ્રનું દર્શન-આખો ચંદ્રમાં જણાય એવું
એક સપાટીમાં—એક સીધી લીટીમાં

### પ્રશ્ન

૧ આકાશમાં દેખાતા તારા સ્થિર છે કે ફરતા?
૨ તારા અને ગ્રહમાં શો તફાવત છે?
૩ ગ્રહ કયા કયા છે?
૪ ચંદ્રના પ્રકાસમાં ક્ષય અને વૃદ્ધિ થવાનુ કારણ શું?
૫ ગ્રહણ શાથી થાય છે?
૬ ચંદ્ર ગ્રહણ શી રીતે થાય છે?
૭ સુર્ય ગ્રહણ શી રીતે થાય છે?
૮ દરેક પુનમે અને અમાસે ગ્રહણ કેમ થતાં નથી?

## પાઠ ૮૬ મો. વસંતમાં સખિ.

ફુલડે-ફુલોથી, ફુલોના ભારવડે. નમેલી—લચી પડેલી.
ફોરે-પાણીનાં ટીપાં વડે,
છવેલી—ઢંકાએલી છવાએલી ઘેરાએલી.
માઝમરાત—મધ્યરાત્રી અલબેલી-રઢિયાળી. રળિયામણું.
રસ-ગમ્મત મઝા, આનંદ
હેલી-એક જાતની દેશી રાગિણી, સતત ચાલુ રહેવું તે.
રેલી-ફેલાઇ, પ્રસરી, પુરની માફક, બધે ફરી વળી. વ્યાપી ગઈ.
વસંતની-વરસની છ રૂતુઓમાંની ફાગણ ચૈત્રમાં આવતી રૂતુ.
સખિ-સાહેલી, બહેનપણી સુણું છું—સાંભળું છું.
આછેરાં—ઓછાં આછાં, ધીમાશથી બોલતાં.
ઘેરાં- ગંભીર ગાઢ ભરપુર ભરેલાં, ભરચક રંગવાળાં.
અનેરાં દયાળુ, દયાવાળાં તેજશાં—તેજ જેવાં,
રસિકો કેરાં—વિષય ઉપર પ્રીતિવાળાં, રસમાં જેને અભિરૂચિ હોય એવા
રસને સમજનાર, ગુણજ્ઞ, કદરદાન
ગીતો—ગાયન કવિતા, ગાણાં ધોળ ગરબી વગેરે.
કોકીલ—કોયલ પક્ષી. કુંજે—કુહુ કુહુ કરે; લાંબા ને તીણા સ્વરથી બોલે
ગહન—ન સમજાય એવું. ન પહોંચી વળાય એવું, ગંભીર, ઉંડુ અને
અઘરું હોય એવું.
નિકુંજે-મંડપમાં, વનસ્પતીની ગાઢી ઘટામાં, વનસ્પતી અને વેલીઓથી
છવાએલી ગુફામાં. લતાગૃહમાં
ડોલંત—નમી જાય, ડગુમગુ થાય, ડગમગે. હાલે ચાલે ઝાડોનાં ફુલ.
મ્હોર-ઝાડનાં ફુલ પુંજે—ઢગલામાં, સમુહમાં
ગુંજે—ગણગણ અવાજ કરે, ગણગણવું તે, પક્ષીઓના બોલવાનો
ઝીણો અવાજ થવો તે,
જપશે-સ્મરણ કરી, સંભારી, યાદ કરી, એકજ વાત ધ્યાન ઉપર રાખી

નામમાળા—પ્રભુના નામની માળા ફેરવવવી તે,
સ્મરી—સંભારી, યાદ કરી, રટણ કરી.
વહાલ-પ્રિય, પ્રેમ પાત્ર, સ્નેહ ઉપજે એવા
સુર—અવાજ, સ્વર, રાગ. સ્નેહના—પ્રીતીના
રસાલા—રસવાળા, આનંદ ઉપજાવે એવા પ્રીય. વાય—વગાડે
વેણુ—વાંસળી, મોરલી કો—ઇ, કોણ
ઉલ્લાસે—આનંદથી ખુશ ખુશ થતાં, હરખથી
વિશ્વ—દુનિઆં સોહંત—શોભિતી
વિલાસે—વૈભવથી, મોજ શોખથી, આનંદી ગમ્મતથી
ચંદ્રિકા—ચાંદની; ચંદ્રનાં અજવાળાવાળી
ઉજાશે—પ્રકાશે, પ્રકાશ વડે કં—શા માટે
હાસે—ખીલે, શોભે, શોહે આત્મા—મન હૃદય, અંતઃકરણ

અર્થ.

વસંત ઋતુમાં ફુલોના ભારથી લચી રહેલી પાણીના ટીપાથી ઢંકાએલી નળિઆમણી મધ્ય રાત્રી હે સખી! સતત આનંદથી પાણીના પુરના માફક પ્રસરી રહેલી છે.

હે સખિ! વસંતઋતુમાં વિષયો ઉપર જેને ઘણીજ પ્રીતિ છે. એવા માણસો ધીમાશથી બોલતાં ગંભીર પ્રભુના તેજ જેવા અને દયા ઉપજાવે એવાં ગીતો ગાતાં સાંભળું છું.

હે સખી! વસંત ઋતુમાં કોયલ વનસ્પતિની ઘાડી ઘટામાં સમજાય નહિ એવી રીતે કુહુ કુહુ અવાજ કરે છે. ઝડો મોરના જથાથી નમી જાય છે અને વસંતઋતુમા પક્ષીઓ વનમાં ગણુગણુ અવાજ કરેછે.

પ્રેમ પાત્ર પ્રભુને સંભારીને તેના નામનું સ્મરણ કરીને આનંદ ઉપજાવે એવા પ્રીતિના અવાજ વડે હે વસંતની સખી! કોઇ પ્રભુના વહાલા વાંસળી વગાડે છે.

વસંત ઋતુમાં લોકો આનંદથી દુનિયાના મોજશોખને ચંદ્રના અજવળાવાળી રાત્રિના પ્રકાશથી હે સખી! અંતઃકરણ શા માટે ખીલતું નાહ ? તે કહે.

# હિંદુસ્તાનનો ઇતિહાસ

## મરેઠી વંશ.

પ્ર૦ મરેઠાની ઉત્પત્તિ વિષે શું જાણો છો ?

ઉ૦ ઉદેપુરના રાણા ભીમસેનના પુત્ર દક્ષિણમાં જઈ રહ્યા હતા. તેઓ ભોંસલે નામના કુળથી પ્રખ્યાત થયા હતા તેઓ અહમદનગરના રાજ્યમાં નોકરી કરતા હતા. તેમાં માલોજી ભોંસલેએ ઉંચી પદવી મેળવી. તેમને શાહજી નામે પુત્ર થયો. તેમનો વિવાહ મરાઠા કુળના જાદવરાયની દીકરી જીજીબાઈ વેરે થયો. હવે. [illegible] તેમને બે પુત્ર થયા ( ૧ ) શિવાજી ( ૨ ) વ્યંકોજી.

### ૧ શિવાજી ૧૬૬૪—૧૬૮૦ ૧૬

પ્ર૦ શિવાજી મહારાજની બાલ્યાવસ્થાનું વર્ણન કરો ?

ઉ૦ આ મહાન પુરૂષનો જન્મ સને ૧૬૨૭ માં થયો હતો. તેમના બાપને બે જાગીર હતી. (૧) સતારા (૨) તંજાવર. શિવાજી સતારામાં રહેતા હતા. તેમના પર દેખરેખ રાખવાનું કામ દાદાજી કોંડદેવ નામના બ્રાહ્મણને સોંપવામાં આવ્યું હતું. આ વખતે મુસલમાનો તરફથી હિંદુ પ્રજાને ઘણી પીડા વેઠવી પડતી હતી. આથી દાદાજી કોંડદેવે પોતાના શિષ્યને ફક્ત લખતાં વાંચતાં શીખવી મહાભારત રામાયણ વગેરે વીરરસ કાવ્ય સંભળાવી તેમનામાં હિંદુપણાનું અભિમાન

આપ્યું. તથા અસ્ત્ર શસ્ત્ર વિદ્યા શીખવી. તેજ વખતે રામદાસ ગુરુએ પણ તેમને હિંદુ પ્રજાને મુસલમાનોના જુલમમાંથી છોડાવવા ઉપદેશ કર્યો.

પ્ર૦ શિવાજીએ રાજ્ય મેળવવાની કેવી રીતે શરુઆત કરી?

ઉ૦ પહાડી પ્રદેશમાં રહેતા માળવા લોકો સાથે દોસ્તી કરી તેમની ટોળીઓના આગેવાન બન્યા, અને તે ટોળીઓ લઇ ગામડાં લુંટતા. તેમાં મળેલી લુંટ ભાગે પડતી વહેંચી લેતા. આથી તેમની ટોળીઓમાં પુષ્કળ માણસની ભરતી થઇ. આવી રીતે માણસો વધવાથી તેમણે નજદીક આવેલા અહમદનગર ને વિજાપુરના રાજ્યતાં ગામડાં લુંટવા માંડયા. વિજાપુરના રાજ્યમાં શાહજી નોકર હતા, તેમને શિવાજીની આવી વર્તણુકથી નારાજ થઇ વિજાપુરના રાજાએ કેદમાં નાખ્યા. તો પણ શિવાજી અટકયો નહિ ત્યારે પોતાના બળવાન સરદાર અફઝલખાનને પુષ્કળ લશ્કર લઇ શિવાજીને પકડી લાવવા મોકલ્યો. શિવાજીએ યુક્તિ કરી અફઝલખાનને પોતાની ખાનગી મુલાકાત લેવા બોલાવ્યો, અને ભેટતી વખતે પેટમાં વાઘનખ મારી મારી નાંખ્યો આ વખતે અફઝલખાનનું લશ્કર નિશ્ચિંતતાથી મોજમજાહ કરતું હતું. તેના ઉપર શિવાજીના પહાડી લશ્કરે ઓચિંતો હુમલો કરી નાશ કર્યો, અને તેનાં હથીઆર અને સર સામાન લઇ લીધ. આવી રીતે શિવાજીએ પોતાના લશ્કરને હથીઆર બંધ બનાવ્યું. વળી ઇ. સ. ૧૬૬૪ અને ઇ. સ. ૧૬૭૦માં સુરત લુંટી પુષ્કળ ધન મેળવ્યું. આ વખતે કંપની સરકારની સુરતમાં વખાર હતી તે ઉઠાવી મુંબાઇ લઇ ગય.

પ્ર૦ શિવાજીને વશ કરવા ઓરંગજેબે શી યુક્તિ કરી?

ઉ૦ શિવાજીના બાપ શાહજી ઈ. સ. ૧૬૬૪ માં મરણ પામતાં ઇ. સ. ૧૬૬૪માં રાજ્યાભિષેક કરાવી શિવાજીએ પોતાના નામના સિક્કા પડાવ્યા તેની આવી રીતે વધતી જતી સત્તા જોઇ મોગલ પાદશાહ ઓરંગજેબને ચિંતા થઇ તેથી તેને સમજાવી લાવવા જયપુરના રાજા જયસિંહને મોકલ્યો. તેણે જયસિંહને અભયવરદાન આપી ઓરંગજેબ દરબારમાં હાજર થવા કહ્યું પણ ઓરંગજેબે તેમને કેદ કર્યા.

પ્ર૦ શિવાજી કેદમાંથી કેવી રીતે નાશી છુટયો ?

ઉ૦ શિવાજી કેટલોક વખત મંદવાડનું બાનું કાઢી પડી રહ્યા અને પછી પોતાને આરામ થયો એ ખુશાલીની બાબતમાંસાધુ તથાફકીરોનેમીઠાઇના કંડીઆઆપવા માંડયા. શરૂઆતમાં કેટલોક વખત આ કંડીઆ ઉપર દેખરેખ રાખવામાં આવી પણ પાછળથી પોલ ચાલતાં બાપ દીકરો બંન્ને મીઠાઇના ખાલી કંડીઆમાં બેસી સાધુના વેશે નાશી છુટયા અને દક્ષિણમાં આવી ઓરંગજેબને વધારે પીડા કરવા લાગ્યા. પછી ઓરંગજેબે પકડવાને માટે ઘણી ઘણી લાલચો આપી પણ કબજામાં આવ્યા નહિ.વળી ઓરંગજેબે પોતાના મામા સાઇસ્તખાનને પણ શિવાજીને વશ કરવા પુનામાં મોકલ્યો. હતો પણ શિવાજીએ વેશ બદલી તેને જખમી કર્યો તેથી તે નાશી ગયો.

પ્ર૦ શિવાજીના રાજ્યાભિષેકની હકીકત કહો ?

ઉ૦ ઓરંગજેબ તેમજ અહમદનગરને વિજાપુરના રાજાઓના બીકમાંથી છુટયા પછી ઇ.સ.૧૬૭૪માં મોટા ઠાઠમાઠથી રાયગઢમાં રાજ્યાભિષેક કર્યો તે વેળા તેણે પોતાની તુળા સોનાની કરી તે સોનું બ્રહ્મણોને દાન તરીકે વહેંચ્યું. તંજાવરની જાગીર પોતાના ભાઇ વ્યંકોજીને

